સ્હેલાઇથી
હારમો-
નીયમ
શીખવા
માટે
ઉત્તમ
પુસ્તક:
આજેજ
મંગાવો.

હવે છૂટું

# સેલ્ફ
# હા
# ર
# મો
# ની
# ય
# મ
# ટીચર



# રાસ રજની



સુચિત્ર

કિં. રૂા. ૧-૮-૦



મળવાનું ઠે.
એન. એમ. ઠક્કરની કું.
પ્રીન્સેસ સ્ટ્રીટ,
મુંબઇ ૨.

# રસાયન વિદ્યામાં આખી દુનીયામાં સૌથી આગળ વધેલી જર્મન પ્રજાએ

# ગોદરેજના ન્હાવાના સાબુ

પોતાના ઉપયોગ માટે હિંદુસ્તાનથી મંગાવવા માંડ્યા છે કારણ કે તે દેશના નામાંકીત ડૉક્ટરો અને જંતુશાસ્ત્રીઓએ **ગોદરેજના સાબુ** માટે બહુ ઉંચા અભીપ્રાય જાહેર કર્યા છે

યુરોપનાં બીજાં દેશોનાં ઘણાક સ્ત્રી પુરૂષો, જેઓએ હિંદુસ્તાન **ગોદરેજના સાબુ** વાપર્યા હોય તેઓ યુરોપ જવા પછી **ગોદરેજના સાબુ** ત્યાં મંગાવીને વાપરે છે.

મી. વોન પ્રાગ નામે એક શ્રીમંત ફ્રેંચ ઝવેરી જેઓ મુંબ અને પેરીસમાં ઝવેરાતનો ધંધો કરે છે તેઓ હંમેશ **ગોદરેજના સા** વાપરે છે અને પેરીસ જાય છે ત્યારે સાથે લઇ જાય છે.

ઘણાક જર્મન, અંગ્રેજ, અને હીંદી ડૉક્ટરોએ ચ રસાયનીઓએ **ગોદરેજના ન્હાવાના સાબુ** માટે બહુ ઉંચા અભીપ્રાય દર્શાવ્યા છે.

**ગોદરેજ**ના સસ્તા તેમજ મોંઘા એકે એક જાતના સાબુ હિંદમાં પેદા થતાં જાતજાતનાં તેલમાંથી બને છે. હિંદુસ્તાનનાં ઘણા સાબુ બનાવનારાઓ પરદેશી ચરબી વાપરે છે, કારણ કે ફક્ત તેલમાંથી ઉત્તમ પ્રકારના સાબુ બનાવવાનું કામ બહુજ વીકટ છે, ખુદ માઇસોરના સુખડના સાબુમાં ઑસ્ટ્રેલ્યાથી આવતી ચરબી વપરાય છે એવું તે કારખાનાનાં રસાયની પોતે કબુલ કરે છે.

ગોદરેજના **ટર્કીશ બાથ સોપ** જેટલા સસ્તા અને સારા સાબુ આખા હિંદુસ્તાનમાં મલતા નથી.

ગોદરેજના નંબર ૧ ને ૨ ના સાબુની બરોબરી કરે એવા સાબુ કોઇ પણ ઠેકાણે, દેશ યા પરદેશમાં, બનતા નથી એવો હિંદી કોંગ્રેસના એક માજી પ્રમુખ નામાંકીત ડૉક્ટર અનસારીનો અભીપ્રાય છે.

# અવતરણ ..................



"મેનાઓનાં વન મુંગાં હોય તો સુંદરીઓના આજના સમારંભ રાસવિહોણા હોય."

**કવિશ્રી ન્હાનાલાલ.**

* * * *

ઘણે અંશે ગુજરાતનું વિશિષ્ટ કાવ્યસ્વરૂપ તે રાસ. વર્તમાન રાસ એ આપણા જૂના રાસનો નવો–નવપલ્લવિત અવતાર. રાસમાં હું રાસ, રાસડા, ગરબી એ બધાયનો સમાવેશ કરું છું. રાસ એ ગુજરાત વ્યાપક છે–પછી કાઠીઆવાડની ધમકભરી તાળીમાં તે પૂરો ખીલી નીકળે છે કે 'ગુજરાત'ના સૌમ્ય દેહહીંડોલમાં તે સુરેખ બને છે.

* * * *

રાસ એ ગુર્જર કવિતાનો વિશિષ્ટ વિભાગ છે. છંદ કરતાં ઓછાં બંધનવાળી પરંતુ ગેય, તાલબદ્ધ, ભાવને અદ્દભૂત સરળતાથી વ્યક્ત કરતી, કલ્પનાને સુન્દર અટપટા ઝોક આપતી, ગુર્જર જીવનનાં આનન્દ, ઉલ્લાસ, આશા, રમત અને મર્મને પ્રતિબિમ્બિત કરતી એ રાસની રચના ગુર્જર નવજીવનને પણ અનુકુળ થઇ ગઇ છે, અને તેના ઉપર નવા નવા પ્રયોગો થતા જાય છે છતાં તે સર્વદા પ્રિય અને ચિરંજીવી કાવ્યપ્રકાર છે. એમ આપણને લાગ્યા કરે છે.

**શ્રી. રમણલાલ વ. દેસાઇ.**

* * * *

સ્ત્રીઓના જીવનમાં આનંદ અને મસ્તીને ક્યાંયે અવકાશ હોય તો તે રાસોત્સવ વખતે હતો. બાકી તો જન્મ, પરણ ને મરણ અને સંસારની અનેક ઘડભાંગોમાં તેમના દિવસ પુરા થતા. તેમાં નવીનતાનો,

ફેરફારનો, ઉલ્લાસનો પ્રગતિનો ક્યાંએ અવકાશ નહોતો; ને તેથી આમ દબાયલી સ્ત્રીજીવનની ઉર્મિઓ રાસ સમયે સંપૂર્ણ બળથી ઉભરાઇ આવતી અને ગાનારીઓ રાત્રિના આરંભથી તે ઉષાના આગમન સુધી એકસરખા ઉત્સાહથી રાસના સૂરથી પુરની શેરીઓ ગજાવી મુકતી.

**શ્રીમતી લીલાવતી મુનશી.**

*    *    *    *

ગોળ કુંડાળે ફરતા મંડળની ગતિના તાલ સાથે એકતાન બનીને ગવાતું ગીત–તેમાંયે એક જણ ગાય અને બીજાં ઝીલે–એ પ્રકારનું ગીત–તે 'રાસ' એમ પ્રાકૃત વ્યાખ્યા આપી શકાય. આ રાસનું પરંપરા પ્રાપ્ત જ્ઞાન ગુજરાતણોને મળ્યું છે. પાર્વતીએ બાણપુત્રી ઉષાને 'લાસ્ય' નૃત્ય શીખવ્યું, ઉષાએ દ્વારકાની ગોપીઓને તે શીખવ્યું, દ્વારકાની ગોપીઓએ સૌરાષ્ટ્ર દેશની સ્ત્રીઓને તે શીખવ્યું; અને તેમણે વિવિધ દેશની સ્ત્રીઓમાં તેનો પ્રચાર કર્યો.

*    *    *    *

રાસમાં તાલ વિશેષ પ્રકટ રહે છે; વળી એમાં નૃત્ય, વાદ્ય, અને ગીત એ ત્રણેનો સંવાદ હોય છે. ગરબામાં ડોલનને સ્થાન મળે છે અને એક પ્રકારની હલક આવવાને લીધે તાલ કંઇક ધીમો અને હીંચ ને અનુસરતો બની જાય છે. આટલું રાસ અને ગરબા વચ્ચેનું અંતર ધ્યાનમાં લેવા જેવું છે. **શ્રી. મંજુલાલ મજમુદાર**

*    *    *    *

ગુર્જર બહેનોનો રાસવિલાસ અને તેમનું રાસસૌભાગ્ય અખંડ રહો ! **શ્રી. અરદેસર ફરામજી ખબરદાર.**

## આભાર દર્શન :

**રાસ રજની**નાં ગીતો બ્હેનોએ ગાયાં, ને ગવરાવ્યાં તથા **રાસ રજની**ને પોતાનું પ્રિય પુસ્તક બનાવ્યું, તે માટે તે રાસરસિયણ બ્હેનોનો,

તેમજ

શ્રીમતી, બહેન મધુરિકા બ્હેનની માયાળુ લાગણી માટે તેઓનો

અને નિસ્વાર્થભાવે બનતી દરેક સહાય આપવા બદલ શ્રી. યશવંત સવાઇલાલ પંડ્યા, શ્રી. મણીલાલ મોહનલાલ પાદરાકર, શ્રી. કેશવ હ. શેઠ, શ્રી. મૂળજીભાઇ પીતામ્બર શાહ, શ્રી. જનાર્દન પ્રભાસ્કર,

તથા

જે જે રાસકર્ત્તા ભાઇઓએ ને બ્હેનોએ સહકાર આપી પોતાના રાસની પરવાનગી આપી છે. તે સર્વ ભાઇઓનો ને બ્હેનોનો આભાર માનું છું. તેઓની દરેકની શુભેચ્છા માટે ઉપકારી છું.

**પ્રકાશક.**

# અ નુ ક્ર મ.

## વિભાગ ૧ લો

### રાસ–ગરબા


| રાસ નં. | | કર્તા | પાન. |
|---|---|---|---|
| ૧ | રમીએ, રમીએ, લો રાસ રંગમાં | સ્વ. કાન્ત | ૩ |
| ૨ | બ્હેન રમવાને આવો | અંબાલાલ મ્હેતા | ૫ |
| ૩ | રંગીલી પુનેમ રાતે રીઝાઇએ | ફિરોજ | ૭ |
| ૪ | રાસે રમવા દ્યો | | ૮ |
| ૫ | રંગઘેલી | વાસુદેવ. રા. શેલત | ૯ |
| ૬ | જગતના રાસ | રાયચુરા | ૧૧ |
| ૭ | ગાવો ભારત માતાનું ગીતડું | સ્નેહરશ્મિ | ૧૩ |
| ૮ | ગુર્જરીનાં ગીતડાં ગાવો સાહેલડી | મૂળજીભાઇ. પી. શાહ | ૧૪ |
| ૯ | રાસે રમીએ રંગઘેલી | | ૧૬ |
| ૧૦ | બ્હેનાં પધારો રાસ મંદીરે રે લોલ | રાયચુરા | ૧૭ |
| ૧૧ | રાસે રમવા આવજો જી રે | ખબરદાર | ૧૮ |
| ૧૨ | રમવાને આવો રાસ | | ૨૦ |
| ૧૩ | ગરબે રમવાને ગોરી સાંચરી રે: | નરસિંહરાવ દિવેટીયા | ૨૧ |
| ૧૪ | ભારતી સ્ત્રી ગીત | રામમોહનરાય જ. | ૨૨ |

| રાસ નં. | | કર્તા | પાન. |
|---|---|---|---|
| ૧૫ | સ્વર્ગ મંડળે થકી હું ઉતરી રે લોલ | નરસિંહરાવ દીવેટીયા | ૨૪ |
| ૧૬ | સ્વાગત સ્નેહે ભર્યાં | સ્વ. શાંતીલાલ શાહ | ૨૫ |
| ૧૭ | રમીએ રજની | | ૨૬ |
| ૧૮ | ગરબાની રીત | બ્હેન જ્યોત્સ્ના શુક્લ | ૨૭ |
| ૧૯ | સખીને આમંત્રણ | સ્વ. કાન્ત | ૨૮ |
| ૨૦ | સેવાના સન્ત | રાયચુરા | ૨૯ |
| ૨૧ | જળ ભરવાને ચાલો રે | રામમોહનરાય જ. | ૩૦ |
| ૨૨ | મોંઘલ રાતડી | પાદરાકર | ૩૩ |
| ૨૩ | અણદીઠ જાદુગર | સ્નેહરશ્મિ | ૩૪ |
| ૨૪ | અગોચર દેવમંદિર | નાનાલાલ દ. પટેલ | ૩૬ |
| ૨૫ | પૂર્ણિમા પાછી ઉગી રે | જનાર્દન પ્રભાસ્કર | ૩૭ |
| ૨૬ | ચાલો સખિ પાણી ભરવા | | ૩૮ |
| ૨૭ | ઉજમાળી ઉષા | જનાર્દન પ્રભાસ્કર | ૩૯ |
| ૨૮ | મીઠાં જળ ભરીએ | મુળસુખલાલ દીવાન | ૪૦ |
| ૨૯ | વર્ષાનો રાસ | દેશળજી પરમાર | ૪૧ |
| ૩૦ | સત્કાર | મુળસુખલાલ દીવાન | ૪૨ |
| ૩૧ | ગુંથો ગુંથો કોટિ કિરણોની માળ | શાંતિકુમાર પંડ્યા | ૪૨ |
| ૩૨ | વસજો વીર અલૌકિક તેજ ભર્યા આવાસમાં રે | નરસિંહરાવ દીવેટીયા | ૪૩ |
| ૩૩ | સરસ્વતી મંદિરે | મુળસુખલાલ દીવાન | ૪૪ |
| ૩૪ | રસ પ્રભુતા | ખબરદાર | ૪૫ |
| ૩૫ | ઝીલો મધુરી ચાંદની | સમિતિંજય | ૪૬ |

| રાસ નં. | | કર્તા | પાન. |
|---|---|---|---|
| ૩૬ | દીસે નવચેતન તારી આંખમાં રે | ખબરદાર | ૪૮ |
| ૩૭ | આઘો આઘો તે એક ચંદ્રમા | રસીક | ૪૯ |
| ૩૮ | હો ! ભીંજે મ્હારી આંખલડી | ખબરદાર | ૫૦ |
| ૩૯ | હીંચે મ્હારા હૈયાં સખી | લલિતજી | ૫૨ |
| ૪૦ | રસ ઝરણાં ઝરતાં | સ્વ. કનુબ્હેન દવે | ૫૪ |
| ૪૧ | તળાવડી | ત્રિભુવન વ્યાસ | ૫૫ |
| ૪૨ | ડુંગર ચઢું | સ્નેહરશ્મિ | ૫૬ |
| ૪૩ | સ્નેહ રૂસણું | કેશવ શેઠ | ૫૭ |
| ૪૪ | આંગણે તલાવડી | ગિરીશ | ૫૯ |
| ૪૫ | ચન્દ્રિકાનો રાસ | ઇન્દુ | ૬૦ |
| ૪૬ | આત્મ ગુંજન | કેશવ શેઠ | ૬૧ |
| ૪૭ | પુનમની રાત | મંજુલાલ મજમુદાર | ૬૨ |
| ૪૮ | ડુંગરોમાં બોલે છે મોર | દુર્લભજી જોષી | ૬૩ |
| ૪૯ | રસરેલ સખિ ! ક્યારે રેલાવશો. | પાદરાકર | ૬૪ |
| ૫૦ | અળખામણી પૂર્ણિમા | શાકુન્ત રાવળ | ૬૬ |
| ૫૧ | નીતિની સાડી | સ્વ. નર્મદ | ૬૭ |
| ૫૨ | ખાદી સાડી | પાદરાકર | ૬૮ |
| ૫૩ | પતિવ્રત પાળજે રે | સ્વ. વિન્દુભાઇ જસવંતરાય | ૬૯ |
| ૫૪ | પનઘટ | મુળસુખલાલ દીવાન | ૭૧ |
| ૫૫ | ચન્દ્રિકા | શ્રી. ઉપેન્દ્રાચાર્ય | ૭૨ |

| સુર નં. | | કર્તા | પાન. |
|---|---|---|---|
| ૫૬ | અદ્વૈતવાત આપણી | સ્વ. ગોવર્ધનરામ ત્રિપાઠી | ૭૩ |
| ૫૭ | દિવ્ય સુન્દરીઓનો ગરબો | નરસિંહરાવ દીવેટીયા | ૭૩ |
| ૫૮ | રઢિયાળી રાત | ત્રિભુવન વ્યાસ | ૭૫ |
| ૫૯ | હીંચકાની દોર | ત્રિભુવન વ્યાસ | ૭૬ |
| ૬૦ | બ્રહ્મ બંસરી | ત્રિભુવન વ્યાસ | ૭૬ |
| ૬૧ | ઉષા | મૂળજીભાઇ પી. શાહ | ૭૭ |
| ૬૨ | મીઠડાં જીવન લ્યો, જીવન લ્યો. | રામમોહનરાય જ. | ૭૮ |
| ૬૩ | સ્વયંવર સોહાગણ | કેશવ શેઠ | ૭૯ |
| ૬૪ | બ્હેન મારાં ઝૂલોને, ઝૂલોને | સીતારામ શર્મા | ૮૦ |
| ૬૫ | જીવનનો આદર્શ | શ્રી. ઉપેન્દ્રાચાર્ય | ૮૧ |
| ૬૬ | બ્હેનીના વીરાને | પાદરાકર | ૮૨ |
| ૬૭ | બાલ નયનાંમૃત | પાદરાકર | ૮૩ |
| ૬૮ | રે હરીરસ અમૃત લ્યો " અમૃત લ્યો | મુલજી દુ. વેદ | ૮૪ |
| ૬૯ | નિગમને નોતરે રસરાજ | કેશવ શેઠ | ૮૫ |
| ૭૦ | સરિતાને તીર અમે નિસર્યાં રે | જયંતીલાલ ઝવેરી | ૮૬ |
| ૭૧ | કુરંગ | સૌ. દીપકબા દેસાઇ | ૮૭ |
| ૭૨ | આવો આવો વ્હાલા સાથે ઉડીએ | ચંદ્રશંકર ન. પંડયા | ૮૮ |
| ૭૩ | અંતરના કોયડા ઉકેલશો | સ્વ. શારદચંદ્ર મહેતા | ૮૮ |

| રાસ નં. | | કર્તા | પાન. |
|---|---|---|---|
| ૭૪ | સત્યની વીણા | જયંતીદેવી | ૯૦ |
| ૭૫ | જ્ઞાન ગોરસ | શ્રી. ઉપેન્દ્રાચાર્ય | ૯૧ |
| ૭૬ | આભલે ટમકે નવલખ તારા | કેશવ શેઠ | ૯૨ |
| ૭૭ | અંતર્જ્યોતિ | શ્રી. ઉપેન્દ્રાચાર્ય | ૯૩ |
| ૭૮ | માયા તમ મુખડાની મોંઘી જી રે, | મંજુલાલ. જ. દવે | ૯૪ |
| ૭૯ | શરદનો રાસ | દેશળજી પરમાર | ૯૫ |
| ૮૦ | જ્યોત અખંડ મ્હારે મન્દિરે રે લોલ | રસનિધિ | ૯૬ |
| ૮૧ | અંધારી રાતે દીઠું અદીઠું અજબ તેજ | શાંતિકુમાર પંડયા | ૯૭ |
| ૮૨ | આભ કેરે કાંઠડે ઉગે છે. | સ્નેહરશ્મિ | ૯૮ |
| ૮૩ | બોલે છે મોર | કેશવ શેઠ | ૯૯ |
| ૮૪ | આંખડીનાં અમૃત | પાદરાકર | ૧૦૦ |
| ૮૫ | રામનામ | રાયચુરા | ૧૦૧ |
| ૮૬ | વનમાં ગળકે ગરવા મોર | ચંદ્રકાન્ત મં. ઓઝા | ૧૦૨ |
| ૮૭ | ઉરના અબોલ બોલ બોલે | કેશવ શેઠ | ૧૦૩ |
| ૮૮ | છેડે કોણ બ્રહ્મ બંસરી | જનાર્દન પ્રભાસ્કર | ૧૦૫ |
| ૮૯ | સુખના સંભારણા | ખબરદાર | ૧૦૬ |
| ૯૦ | મારા ગોરસનાં મોંઘેરાં મૂલ | મૂળજી દુ. વૈદ | ૧૦૮ |
| ૯૧ | પૂર્ણિમા પૂરી ખીલીરે | સ્વ. ગજેન્દ્ર | ૧૦૯ |
| ૯૨ | દગ રસ ભર મોરે દિલ છાઇ રહી | સ્વ. મણીલાલ નભુભાઇ | ૧૧૧ |
| ૯૩ | પ્રીતડી મોહે ભરીરે | જેઠાલાલ, તા. | ૧૧૨ |

| રાસ નં. | | કર્તા | પાન. |
|---|---|---|---|
| ૯૪ | હૈયે શાં સમાવો વ્હાલાં | ખબરદાર | ૧૧૩ |
| ૯૫ | સૃષ્ટી સોહાગ ચાંદલો | કેશવ શેઠ | ૧૧૫ |
| ૯૬ | ઉડીયે ઉંચાં ઉંચાં | વાસુદેવ રા. શેલત | ૧૧૬ |
| ૯૭ | ગોફ ગૂંથન | કેશવ શેઠ | ૧૧૮ |
| ૯૮ | પગલાં | સુન્દરમ્ | ૧૧૯ |
| ૯૯ | ઝીલવાને આવો આજ | ત્રીભુવન વ્યાસ | ૧૨૦ |
| ૧૦૦ | જળસિંચન | જગુભાઇ રાવળ | ૧૨૧ |
| ૧૦૧ | સ્નેહીના સૂર | જગુભાઇ રાવળ | ૧૨૨ |
| ૧૦૨ | વ્રજવાસિની રે લોલ | દાસ દયો | ૧૨૩ |
| ૧૦૩ | રંગભરી ચુંદડી | | ૧૨૪ |
| ૧૦૪ | રખારણુ | શ્રી. ઉપેન્દ્રાચાર્ય | ૧૨૫ |
| ૧૦૫ | મ્હારે માંડવડે | મૂળજીભાઇ પી. શાહ | ૧૨૬ |
| ૧૦૬ | શરદ સોહાગિની | સૌ. દિપકબા દેસાઇ | ૧૨૭ |
| ૧૦૭ | વાદળીઓ | શ્રી. ઉપેન્દ્રાચાર્ય | ૧૨૮ |
| ૧૦૮ | દીપક | સ્નેહરશ્મિ | ૧૨૯ |
| ૧૦૯ | સાંજની શોભા | સ્વ. નર્મદ | ૧૩૦ |


## રાષ્ટ્રિય રાસ

## (૨)


| | | | |
|---|---|---|---|
| ૧૧૦ | બલિહારી બાપુના બોલની | મૂળજીભાઇ પી. શાહ. | ૧૩૧ |
| ૧૧૧ | ચેતનયુગ | મૂળજીભાઇ પી. શાહ | ૧૩૨ |
| ૧૧૨ | ભવિષ્યની હિંદવાણી | સૌ. હંસાબ્હેન મહેતા | ૧૩૩ |
| ૧૧૩ | સંત ત્હારે પ્રતાપ | શાંતીકુમાર પંડ્યા | ૧૩૪ |

| રાસ નં. | | કર્તા | પાન. |
|---|---|---|---|
| ૧૧૪ | ગાવો ગાવો વીરતાનાં ગાન | મૂળજીભાઇ પી. શાહ | ૧૩૫ |
| ૧૧૫ | રણનાં રણશિંગડા | મધુપ | ૧૩૬ |
| ૧૧૬ | રણવાટ શોભી રહી રે | રાયચુરા | ૧૩૭ |
| ૧૧૭ | રણઘેલી | કેશવ શેઠ | ૧૩૮ |
| ૧૧૮ | તમે રમજો રણસંગ્રામ | ગજાનન વિ. જોષી | ૧૩૯ |
| ૧૧૯ | આજે ઉત્સવ રાષ્ટ્રદેવનો | મંજુલાલ. ર. મજમુદાર | ૧૪૦ |
| ૧૨૦ | સેવાનો ધર્મ સ્વીકારો | રાયચુરા | ૧૪૧ |
| ૧૨૧ | વીરનારીઓનાં વૃન્દ | શાંતીકુમાર પંડયા | ૧૪૨ |
| ૧૨૨ | ગાંધીનું ગુજરાત | રાયચુરા | ૧૪૩ |


## કૌટુંમ્બીક જીવનના રાસ

(૩)


| રાસ નં. | | કર્તા | પાન. |
|---|---|---|---|
| ૧૨૩ | પિતાની પ્રાણ આંખ્ય મ્હારે સાહેલડી | મંજુલાલ જ. દવે. | ૧૪૪ |
| ૧૨૪ | મહીયર | પાદરાકર | ૧૪૫ |
| ૧૨૫ | દિયર | પાદરાકર | ૧૪૬ |
| ૧૨૬ | ન્હાની નણદલ | પાદરાકર | ૧૪૭ |
| ૧૨૭ | ભાભી | પાદરાકર | ૧૪૯ |
| ૧૨૮ | સીમંતીની | પાદરાકર | ૧૫૦ |
| ૧૨૯ | કન્યાની દામણી | પાદરાકર | ૧૫૨ |

## દાંમ્પત્ય ગીતો

(૪)


| રાસ નં. | | કર્તા | પાન. |
|---|---|---|---|
| ૧૩૦ | ઝાંઝરણું. | સુન્દરમ્. | ૧૫૩ |
| ૧૩૧ | ફૂલની પાંખડી | લલિતજી | ૧૫૪ |
| ૧૩૨ | ચન્દ્ર દર્શન | જનાર્દન પ્રભાસ્કર | ૧૫૫ |
| ૧૩૩ | રાત્રીએ કોયલ | નરસિંહરાવ દીવેટીયા | ૧૫૬ |
| ૧૩૪ | દર્શનેચ્છા | ત્રીભુવન વ્યાસ | ૧૫૮ |
| ૧૩૫ | રંગ હું તો ભૂલી | જનાર્દન પ્રભસ્કર | ૧૫૯ |
| ૧૩૬ | કોયલડી તું રસરંગીલી | દ્વિવેદી. સાંકળેશ્વર. હ. | ૧૬૦ |


# વિભાગ ૨ જો.

## અ વસંતના રાસ.


| | | | |
|---|---|---|---|
| ૧૩૭ | વસન્તદેવ | મૂળજીભાઇ પી. શાહ | ૧૬૨ |
| ૧૩૮ | વસંતિકા | મુળસુખલાલ દીવાન | ૧૬૩ |
| ૧૩૯ | વસંતનાં વધામણાં | જયંતીલાલ એમ. ઝવેરી | ૧૬૪ |
| ૧૪૦ | કોયલડી ટહુકે મીઠું રે લોલ | | ૧૬૫ |
| ૧૪૧ | વસંતનાં વધામણાંને ચુકશો મા | યોગેન્દ્રકુમાર પટેલ | ૧૬૬ |
| ૧૪૨ | વસંત અને મેના | મૂળજી દુ. વેદ | ૧૬૭ |
| ૧૪૩ | અબોલડા શાને લીધારે | ચંદ્રકાન્ત મં. ઓઝા | ૧૬૮ |
| ૧૪૪ | સુનેરી ચાંપલિયો | સ્વ. નર્મદ | ૧૬૯ |
| ૧૪૫ | વસંતમાં ભૂલી ભાન | નરસિંહરાવ દીવેટીયા | ૧૬૯ |
| ૧૪૬ | ચનગન વનમાં નાચે સંતડી | ખબરદાર | |

| રાસ નં. | | કર્તા | પાન. |
|---|---|---|---|
| ૧૪૭ | કોયલડીને | જગુભાઇ રાવળ | ૧૭૨ |
| ૧૪૮ | રસોત્સવ | જનાર્દન પ્રભાસ્કર | ૧૭૩ |



### च ફુલડાનાં રાસ.


| | | | |
|---|---|---|---|
| ૧૪૯ | ગુલાબનાં ફુલ લેવા | છોટુભાઇ ના. જોશી | ૧૭૪ |
| ૧૫૦ | ફુલડાં લ્યો, ફુલડાં લ્યો | નરસિંહરાવ દીવેટીયા | ૧૭૫ |
| ૧૫૧ | ગુણીયલ ગજરો | સ્વ. દલપતરામ | ૧૭૬ |
| ૧૫૨ | ફૂલબાળા | દેશળજી પરમાર | ૧૭૭ |
| ૧૫૩ | મોગરાનું ફૂલ | મૂળજીભાઇ પી. શાહ | ૧૭૯ |
| ૧૫૪ | ફુલડે મધુ ઝરે | જનાર્દન પ્રભાસ્કર | ૧૮૦ |
| ૧૫૫ | લ્યો, લ્યો, ફુલડાં વરસે મારી વાડીમાં | મૂળજી દુ. વેદ | ૧૮૧ |
| ૧૫૬ | રસિકજન ફુલડાં લ્યો | સીતારામ શર્મા | ૧૮૨ |
| ૧૫૭ | વ્હાલમને કાજે વીણું ફુલડાં રૂપાળાં | સ્નેહરશ્મિ | ૧૮૪ |


## વિભાગ ૩ જો.

### કૃષ્ણ લીલાના રાસ.


| | | | |
|---|---|---|---|
| ૧૫૮ | કાનુડા તું તો ખેતરમાં વ્હેલો વળજે રે | કૃષ્ણસખા | ૧૮૬ |
| ૧૫૯ | કહાનો કાલિંદીને કાંઠડે | શાંતીકુમાર પંડ્યા | ૧૮૭ |
| ૧૬૦ | મેહુલો નાચે | નરસીંહ મ્હેતા | ૧૮૮ |
| ૧૬૧ | ઘેલી મહિયારણ ગોકુળ ગામની | શાંતીકુમાર પંડ્યા | ૧૮૯ |
| ૧૬૨ | ગોવાલણ ગોકુળ ગામની | રસીકલાલ છોટાલાલ પરીખ | ૧૯૦ |

| રાસ નં. | | કર્તા | પાન. |
|---|---|---|---|
| ૧૬૩ | વનમાં આવીયા રે લોલ | નરસીંહ મ્હેતા | ૧૯૧ |
| ૧૬૪ | ગરબે રમો તો વ્હેલા આવજો | ( લોકગીત ) | ૧૯૨ |
| ૧૬૫ | લાડકવાયો લાલ ન કીજીએ | દયારામ | ૧૯૩ |
| ૧૬૬ | વ્હેલા પધારજો રે લોલ | નરસીંહ મ્હેતા | ૧૯૪ |
| ૧૬૭ | ઝુલો શ્રી નન્દજીના લાલા | ( નન્દજીનું પારણું ) | ૧૯૪ |
| ૧૬૮ | મોરલીના નાદે | નરસીંહ મ્હેતા | ૧૯૫ |
| ૧૬૯ | યશોમતી કાનુડાને વારજો | નરસીંહ મ્હેતા | ૧૯૬ |
| ૧૭૦ | વ્રજમાં આવોને | ( બારમાસી ) | ૧૯૬ |
| ૧૭૧ | લાગી કટાર પ્રેમની | મીરાંબાઇ | ૧૯૮ |
| ૧૭૨ | છેલ છબીલો કાનજી | ( લોકગીત ) | ૧૯૮ |
| ૧૭૩ | મોહન મોરલીવાળો | નિષ્કુળાનંદ | ૧૯૯ |
| ૧૭૪ | નયન રસીલે | | ૨૦૦ |
| ૧૭૫ | મધુરી મોરલી | | ૨૦૧ |
| ૧૭૬ | ગોઠડી કરીયે રે | | ૨૦૨ |
| ૧૭૭ | નંદનો છૈયો નઠોર | મયૂખ | ૨૦૩ |
| ૧૭૮ | ભોળી ભરવાડણ | નરસીંહ મ્હેતા | ૨૦૪ |
| ૧૭૯ | કાન માગ્યો દો. | મીરાંબાઇ | ૨૦૫ |
| ૧૮૦ | વનમાં વાંસલડી વાગે છે | ભૂદર | ૨૦૬ |
| ૧૮૧ | માવા મહીની મટુકી મેલને રે | ( દાણલીલા ) | ૨૦૭ |
| ૧૮૨ | રૂમ ઝુમતી રમવા નીસરી | | ૨૦૭ |
| ૧૮૩ | નથની ખોવાઇ | નરસીંહ મ્હેતા | ૨૦૮ |
| ૧૮૪ | જસોદા ગોપી સંવાદ | નરસીંહ મ્હેતા | ૨૦૯ |
| ૧૮૫ | માધવ લ્યો | મીરાંબાઇ | ૨૧૦ |

| રાસ નં. | | કર્તા | પાન. |
|---|---|---|---|
| ૧૮૬ | છેટો છેટો રે | (લોકગીત) | ૨૧૧ |
| ૧૮૭ | જાદવરાય કયારે આવે | ( ,, ) | ૨૧૧ |
| ૧૮૮ | વાગે વૃંદાવાન વાંસળી | વલ્લભ ભટ્ટ | ૨૧૨ |
| ૧૮૯ | ગોરસનાં મૂલ | સુન્દરમ્ | ૨૧૩ |
| ૧૯૦ | હો કહાન માયા લગાડી | કેશવ શેઠ | ૨૧૫ |
| ૧૯૧ | હો કાન ! કયાં રમી આવ્યા | મીરાંબાઇ | ૨૧૬ |
| ૧૯૨ | ધન્ય આજની ઘડી રળિયામણી | નરસીંહ મ્હેતા | ૨૧૭ |
| ૧૯૩ | વાંસલડી | ખોડા ભગત | ૨૧૮ |
| ૧૯૪ | વાગે વૃન્દાવન વાંસળી | દયારામ | ૨૧૮ |
| ૧૯૫ | વેરણ વાંસલડી | દયારામ | ૨૧૯ |
| ૧૯૬ | બંસીની ધૂન | સૌ. દીપકબા દેસાઇ | ૨૨૧ |
| ૧૯૭ | શ્યામ રંગ સમીપે ન જાવું | દયારામ | ૨૨૨ |
| ૧૯૮ | હાં રે સખી દીઠો ડોલરીયો | ઋષિરાજ | ૨૨૨ |
| ૧૯૯ | શોભા શ્યામની | દયારામ | ૨૨૩ |
| ૨૦૦ | બંસી | મીરાંબાઇ | ૨૧૪ |
| ૨૦૧ | બંસુરી | સુરદાસ | ૨૨૪ |
| ૨૦૨ | મારી મટુકીમાં મહિડાં છલકે રે | ખબરદાર | ૨૨૫ |
| ૨૦૩ | જમુના પે બંસી બજાવે | મીરાંબાઇ | ૨૨૬ |
| ૨૦૪ | ગાય લાવોને ગોતી | મીરાંબાઇ | ૨૨૭ |
| ૨૦૫ | આઠ કુવાને નવ વાવડી | દયારામ | ૨૨૮ |
| ૨૦૬ | આ શો રૂડી બંસીની બટનો ચોક | (કૃષ્ણ બાળલીલા) | ૨૨૯ |
| ૨૦૭ | આવ્યા શ્રી ગોકુળ તારવા | વલ્લભ ભટ્ટ | ૨૩૦ |

| રાસ નં. | | કર્તા | પાન. |
|---|---|---|---|
| ૨૦૮ | મન હરી મળવાને | દાસ | ૨૩૦ |
| ૨૦૯ | કાળજાની વાત કેને કહીએ | ઋષિરાજ | ૨૩૧ |
| ૨૧૦ | વાંસલડી વાગે છે | ભુદર | ૨૩૨ |
| ૨૧૧ | જો પેલા નંદકુમાર | | ૨૩૩ |
| ૨૧૨ | કાન તારી મોરલીએ મન હર્યાં | | ૨૩૩ |
| ૨૧૩ | સાચું બોલોને મ્હારા શ્યામ | રાયચુરા | ૨૩૪ |
| ૨૧૪ | ઝુલોને મ્હારા શ્યામ | લક્ષ્મીનારાયણ | ૨૩૫ |
| ૨૧૫ | ષાલવડા મારો મેલો મોહનજી | રૂગનાથ | ૨૩૬ |
| ૨૧૬ | દે દો બંસી હમેરી | મીરાંબાઇ | ૨૩૮ |
| ૨૧૭ | દાણલીલા | વાસુદેવ રા. શેલત | ૨૩૯ |
| ૨૧૮ | નાગર ઉભા રહો રંગરસીયા | સૌ. હેમકુંવર સંપત (સંપાદીકા) | ૨૪૦ |
| ૨૧૯ | મોરલી | મીરાંબાઇ | ૨૪૧ |
| ૨૨૦ | જલ ભરવા કેમ જાઉં ? | મીરાંબાઇ | ૨૪૨ |
| ૨૨૧ | આજની ઘડી રળીયામણી | નરસીંહ મ્હેતા | ૨૪૨ |
| ૨૨૨ | નહિં રે વિસારૂં હરી | મીરાંબાઇ | ૨૪૩ |
| ૨૨૩ | વ્હાલે મુજમાં શું દીઠું | દયારામ | ૨૪૪ |
| ૨૨૪ | વાગે છે રૂડી વેણુ | | ૨૪૫ |
| ૨૨૫ | યશોદા ઝુલવે કિશોર | સૌ. દીપકબા દેસાઇ | ૨૪૬ |
| ૨૨૬ | સખી શ્યામ દેખાડું | મીરાંબાઇ | ૨૪૭ |
| ૨૨૭ | ગોપી વનમાં પુછે છે વન ઝાડને | | ૨૪૮ |

# વિભાગ ૪ થો

## લોકગીત


| રાસ નં. | | કર્તા | પાન. |
|---|---|---|---|
| ૨૨૮ | વા વાયા ને વાદળ ઉમટયાં | નરસીંહ મ્હેતા | ૨૫૦ |
| ૨૨૯ | કાંટો | પાદરાકર | ૨૫૧ |
| ૨૩૦ | વીછૂડો | પાદરાકર | ૨૫૨ |
| ૨૩૧ | લીલી પીળી | પાદરાકર | ૨૫૩ |
| ૨૩૨ | વલોણું | પાદરાકર | ૨૫૪ |
| ૨૩૩ | રાજા રાણી | ( લોકગીત ) | ૨૫૪ |
| ૨૩૪ | મહીપત મેઘ જામ્યો રે | કવિ રસિક ચતુર | ૨૫૬ |
| ૨૩૫ | રાજા રાણી | ( લોકગીત ) | ૨૫૭ |
| ૨૩૬ | મેઘ જામ્યો રે | રાયચુરા | ૨૫૯ |
| ૨૩૭ | કાળજડાંના શૂળ | પાદરાકર | ૨૬૦ |
| ૨૩૮ | સ્વાદની રસીયણ | પાદરાકર | ૨૬૧ |
| ૨૩૯ | પાદર ઉભા પાળીયા રે લોલ | બાલુભાઇ. ગો. ખેતાણી | ૨૬૩ |
| ૨૪૦ | હું તો ઢોલે રમું ને હરિ સાંભરે | રાયચુરા | ૨૬ |
| ૨૪૧ | આશા ભર્યાં | ( લોક | |
| ૨૪૨ | ગામડાં ગોકુળીઆં | ઇશ્વર૮ | |
| ૨૪૩ | મોહનની માયા | મૂળ૭ | |

# વિભાગ ૫ મો

## નવરાત્ર રાસ



| રાસ નં. | | કર્તા | પાન. |
|---|---|---|---|
| ૨૪૪ | અંબા દર્શનની પ્યાસ | પાદરાકર | ૨૬૯ |
| ૨૪૫ | ત્હારે દર્શને હોમાત | સવિતા | ૨૭૧ |
| ૨૪૬ | નવરાત્રિ | | ૨૭૨ |
| ૨૪૭ | રસના રાસ રમો રસપૂર | પાદરાકર | ૨૭૩ |
| ૨૪૮ | બીર દાળીમા | સ્વ. ગોવર્ધનરામ ત્રિપાઠી | ૨૭૪ |
| ૨૪૯ | અંબે રાસે રમે | પાદરાકર | ૨૭૫ |
| ૨૫૦ | ભારત ભૂમીમાં જગ્યા એક એક નિહાળજો રે | સ્વ. નર્મદ | ૨૭૬ |
| ૨૫૧ | કાળકા કાગળ મોકલે | | ૨૭૭ |
| ૨૫૨ | ઝાંઝર | (રસકલ્લોલમાંથી) | ૨૭૮ |



# વિભાગ ૬ ઠ્ઠો.

## બાલિકા ગીતો.



| | | | |
|---|---|---|---|
| ૨૫૩ | અમે તો ભારત ભૂમીનાં બાળ | વસંતવિનોદી | ૨૮૦ |
| ૨૫૪ | અમે ગુજરાતી | પાદરાકર | ૨૮૧ |
| ૨૫૫ | યાદી શિવાજી મહારાજની | પાદરાકર | ૨૮૨ |
| ૨૫૬ | હું તો ગરબે રમું | જનાર્દન પ્રભાસ્કર | ૨૮૩ |
| ૨૫૭ | મેંદી મૂકી | મૂળજીભાઇ. પી. શાહ | ૨૮૪ |
| ૨૫૮ | ચંદા | ત્રીભુવન વ્યાસ | ૨૮૫ |
| ૨૫૯ | મ્હારે રે ગામડે | મૂળજીભાઇ પી. શાહ | ૨૮૬ |
| ૨૬૦ | રીસામણાં | મૂળજીભાઇ પી. શાહ | ૨૮૭ |
| ૨૬૧ | વાદળી ઘુમે છે | ત્રીભુવન વ્યાસ | ૨૮૯ |

# કોયલડી

('પૂરનો મોરલો હો રાજ!'...એ ઢાળ)

કોયલડી! ટહુક ટહુક તું કરે, સ્વછંદે ફરે:
ઘૂમે શું ઘેલડી વનમાંહ્ય?

કોયલ! તુજ કંઠે અમીરસ ઝરે, હૃદય સૌ હરે:
ઘૂમે શું ઘેલડી વનમાંહ્ય?

ચાખંતી મીઠા આંબલીયા મ્હોર, રાખે બહુ તોર:
ઘૂમે શું ઘેલડી વનમાંહ્ય?

નાચંતી કુંજે, કરે બહુ શોર, ગજવતી ભોર:
ઘૂમે શું ઘેલડી વનમાંહ્ય?

ગુમાની! ગાતી મધુરાં ગાન, બની ગુલતાન:
ઘૂમે શું ઘેલડી વનમાંહ્ય!

કોયલ! તું કાળી છતાં ગુણવાન, ઘણું તુજ માન:
ઘૂમે શું ઘેલડી વનમાંહ્ય!

અરણ્યે આવંતાં ઉર ઠરે, સુંદરતા તરે:
ઘૂમે શું ઘેલડી વનમાંહ્ય!

તરુ નદી પ્હાડે પ્રભુતા સરે: અમીરસ ભરે:
ઘૂમે શું ઘેલડી વનમાંહ્ય!

(સૌ. રસમનબા બક્ષી.)

# અમ્મર ઢાલ તલવાર

( મા પાવા તે ગઢથી ઉતર્યાં...ઢાળ )

ઢાલ તલવારનો વારસો મ્હારા પીયુનેં સખિ!
મ્હારા જેઠને ગામ ગરાસ.
મનડાં મોહ્યાં ઢાલ તલવારે સખિ.—ઢાલ.

બરછી કટારીનો વારસો મ્હારા પીયુને સખિ.
મ્હારા જેઠને મ્હેલ-મ્હોલાત.
પીયુજી મ્હાલે ડૂંગર ધારે સખિ.—ઢાલ.

પંખાળા ઘોડલાનો વારસો મ્હારા પીયુને સખિ.
મ્હારા જેઠને ગરથ ભંડાર
સાહ્યબો ઘૂમે રણમાં શિકારે સખિ.—ઢાલ.

વીરવટ રક્ષાનો વારસો મ્હારા પીયુને સખિ.
મ્હારા જેઠજી મ્હાલે રણવાસ.
વ્હાલમ પડકારે અરિ ડારે સખિ.—ઢાલ.

મરવા ને મારવાનો વારસો મ્હારા પીયુને સખિ.
મ્હારા જેઠજીને તાતજીની છાંય.
રમઝટ બોલાવે પીયુ તલવારે સખિ.—ઢાલ.

મર્દાઈ ને મોવડીનો વારસો મ્હારા પીયુને સખિ.
મ્હારા જેઠજી મ્હાલે છે ઘરમાંહ્ય.
પીયુડો ખેલે છે દાવ રણવાટ સખિ.—ઢાલ.

ઘરડેરા તાત–અરિ ગાજીયો, ગઢ ઘેર્યો સખિ.
જેઠ શોધે સુલેહના દાવ.
સાવજ શૂર દુશ્મન પડકારે સખિ.—ઢાલ.

જેઠજી ભાગ્યા છે માળવે ધન માલ લઈ.
પી યુ રો ળે અરિ ર ણ માં હ્ય.
અમ્મર યશ પીયુ ચારણ ગાય સખિ.—ઢાલ.

હાથ હાથ છાતડી પુલતી વીર પત્નિ સખિ.
આંખ માચે હો પીયુજીના વાસ.
'મણિમય' અમ્મર ઢાલ તલવાર સખિ.—ઢાલ.*

રા. પાદરાકર



* શ્રીયુત, પાદરાકર તરફથી " અમ્મર ઢાલ તલ્વાર " પાછળથી મળતાં અનુક્રમમાં આપી શકયા નથી.

# રાસ રજની





ભાગ ૧ લો

રાસ.......ગરબા.



ગરબે રમવાને ગોરી નીસર્યાં રે લોલ....

## રમીએ રમીએ  લો રાસ રંગમાં.

[ રાગ ભરવા જિલ્લા, તાલ હીંચ.]

સખી ? રમીએ, રમીએ લો રાસ રંગમાં
હો ? મારી સાહેલી રે ? મારી સાહેલી રે
રમીએ, રમીએ, લો રાસ રંગમાં

કાન્તા:—

રંગમાં ને અંગના ઉમંગમાં હો સખી ?
રમીએ, રમીએ, લો રાસ રંગમાં

ભરી ભરતી હૈયાની ગહન ગંગમાં હો સખી ?
રમીએ, રમીએ, લો રાસ રંગમાં

સહુ સાથે હો ? સહુ સાથે
પદ પાડી ફેરો ફૂદડી
ઉભય હાથે હો ? ઉભય હાથે
દઇ તાલ સરો સુંદરી

તરો સ્વર્ગ, નવલ ભર્ગ, ભરી નેત્રમાં
લસે ઉલ્લાસે પૂર, હસે હૈયામાં હુર
વસે દેવો ના હુર સખી સંગમાં
સખી? શું તારૂં રૂપ રહ્યું, તાતે અનૂપ જીવન જગમાં.

૧ લી સખીઃ—

અહો શોભે શો આજ સુંદરીનો સમાજ
બને અંતરનો પાજ સરે સ્વર્ગ અવાજ

૨ જી સખીઃ—

સખી? કાન્તા શિરતાજ સમી દીપન્તી
ફરન્તા, સરન્તા, તરંગો તરન્તા
કલાઓ કરન્તા, સુભર્ગી ભરન્તા

કાન્તાઃ—

ભરી ભરતી હૈયાની, ગહન ગંગમાં હો? સખી?
રમીએ લો રાસ રંગમાં.

[સ્વ. કાન્ત]



## બ્હેન ? રમવાને આવો

[ મારી લૂમે ને ઝૂમે...એ ઢાળ ]

સરખી સમાણી સખી સંગે ને રંગે,
ઉર ભરીએ ભલેરા ભાવ;
બ્હેન ? રમવાને આવો.

આનંદ લહરે રમતો ને ગમ્મતો,
કંઇ લઇએ અનેરા લ્હાવ,
બ્હેન ? રમવાને આવો.

ચેતન ચાંદની આ ચમકી રહી છે,
તેની લ્હેરમાં લલિત બનો લીન;
બ્હેન ? રમવાને આવો.

મોંઘી ઘડી એક મોંઘાય મૂલની,
વિસારો આ વિશ્વ કેરાં દુઃખ;
બ્હેન ? રમવાને આવો.

સમીર વહે જગ શીળોને ધીરો,
સંગ વહો તમે હાસ્ય ધરી સુખ;
બ્હેન ? રમવાને આવો.

વાડીનાં ફૂલડાં આ કુસળાં મધુરાં,
ખીલી ખીલી વહે સુગંધ;
બ્હેન ? રમવાને આવો.

ત્યમ જીવન સુવાસ કૈં લેજો ને દેજો,
કૈં પુણ્યમય પમરે આનંદ;
બ્હેન રમવાને આવો.

ગુંગળાવતાં દળ વાદળ શોકનાં,
રૂંધે પ્રાણ કેરા અંતર પ્રકાશ;
બ્હેન ? રમવાને આવો.

તેને વિદારી કિરણ—આશાનાં ચળકે,
પૂરો તેના ઉરમાં ઉજાસ;
પ્રિયે ? રમવાને આવો.

[ રા. અંબાલાલ. મા. મ્હેતા ]



# રંગીલી પુનેમ રાતે રીઝાઇએ.



રંગીલી રૂડી પુનેમ રાતે રીઝાઇએ
હાં રે સખી? આવો તો ગીતડાં ગાઇએ.
રંગીલી........

હાં રે જુઓ ચંદ્ર પ્રકાશ બહુ તેજમાં
હાં રે રાખો નિદ્રાએ ધ્યાન નવ સેજમાં
હાં રે વહી જાશેને વેળ પસ્તાઇએ
રંગલી........

હાં રે ઘરબાર સંસાર વેઠ નિત્યની
હાં રે અવકાશે રમત રૂડી રીતની
હાં રે શીદ નાતી ગાવાને શરમાઇએ
રંગીલી........

હાં રે રમ્યા ત્રણે ભુવન જેણે જોમથી
હાં રે દીપ્ત કીધું આકાશ રવી સોમથી
હાં રે તેના ગુણો ગાવાને નિત્ય ધાઇએ
રંગીલી.......

હાં રે સખી ભુલીએ પ્રભુ ન જોઈ સુખને
હાં રે સર્વે થોડે ઘણે છે શરણુ દુઃખને
હાં રે નહિ ભય જોઈને અકળાઇએ
રંગીલી.......

હાં રે હસી હસી લીઓ તાલ પ્રેમથી
હાં રે હાર ભાવે ભજો ભલી નેમથી
હાં રે કહે "ફિરોજ" ગાઇ હરખાઇએ
રંગીલી......

---

## રાસે રમવા દયો.

[ઝીણા ઝરમર વરસે મેહ...એ ઢાળ.]

માગું માગું હો ઇશ મહરાજ,
રાસે રમવા દયો;
સૌ સાચી કલા શીરતાજ,
રાસે રમવા દયો;
જીવનને આંગણે મીઠો આનંદ એ,
લેતી રસીકડી બાળા રે;

આભમાં ચાંદલીયો જાગે રસ ભીનો,
જાગે રસ રાસની જ્વાલારે;
રાસે રમવા દયો.

અમર પીયરીયું, અમર સાસરીયું,
અમર રહે મુજ રાસ રે;
અમર રાખે પ્રભુ, ગીતોની રમઝટ
પુરી અમારી એ આશ;
હો ? રાસે રમવા દયો.

સરખી સરખી સહુ સાથમાં મળીને,
વરસાવે ગીતની હેલી રે;
સાંભળતા ગીત સૂર હૈયું નાચતે,
દોડું રમવા વ્હેલી વ્હેલી રે;
રાસે રમવા દયો.
માગું માગું હો ઇશ ? મહારાજ.
રાસે રમવા દયો.

---

## રંગઘેલી.

રંગે રમે રસ–રાસ, રંગઘેલી રંગે રમે રે !
હૈયાં હસે શાં સુહાસ, રંગઘેલી રંગે રમે રે !
પૂર્ણિમા પ્રફુલ્લ આરૂ ચમકે શી ચાંદની !
વેરતી શા વિશ્વમાં વિલાસ !
રંગઘેલી રંગે રમે રે !

પલકે શી સ્નેહભેરી તેજ તરલ તારિકા!
આછેરા નીતરે ઉજાસ;
રંગઘેલી રંગે રમે રે!

કોકિલા સુધારસે રસેલ શી રસિકડી!
ચપળા શી ચેતના ચકોર!
રંગઘેલી રંગે રમે રે!

સૃષ્ટિમાં ઉલ્લાસ રંગરેલ શી રેલાવતી!
હળવે હિલોળે ઉર દોર;
રંગઘેલી રંગે રમે રે!

રમ્ય શી રસેશ્વરી, સૌભાગ્ય સ્નેહ શોભના!
શોભતી સુહાસિની સમસ્ત;
રંગઘેલી રંગે રમે રે!

પુષ્પશી પ્રફુલ્લ પ્રાણ, પ્રેમપૂર્ણ પદ્મિની!
આત્મ શા હુલાવતી અનસ્ત!
રંગઘેલી રંગે રમે રે!

સ્નેહના સોહાગ સૂર શાંતિ શી સુધા મધુર!
ઉછળે ઉમંગ–ઘેરાં ઉર;
રંગઘેલી રંગે રમે રે!

પ્રાણમાં શા પ્રેમપૂર, નેનોમાં નેહનૂર!
રંગે રમે રસ–રાસ, રંગઘેલી રંગે રમે રે!
હૈયાં હસે શાં સુહાસ, રંગઘેલી રંગે રમે રે!

[ રા. વાસુદેવ રામચંદ્ર શેલત ]

પલકે શી સ્નેહભેરી તેજ તરલ તારિકા !
આછેરા નીતરે ઉજાસ;
રંગઘેલી રંગે રમે રે !

કોકિલા સુધારસે રસેલ શી રસિકડી !
ચપળા શી ચેતના ચકોર !
રંગઘેલી રંગે રમે રે !

સૃષ્ટિમાં ઉલ્લાસ રંગરેલ શી રેલાવતી !
હળવે હિલોળે ઉર દોર;
રંગઘેલી રંગે રમે રે !

રમ્ય શી રસેશ્વરી, સૌભાગ્ય સ્નેહ શોભના !
શોભતી સુહાસિની સમસ્ત;
રંગઘેલી રંગે રમે રે !

પુષ્પશી પ્રફુલ્લ પ્રાણ, પ્રેમપૂર્ણ પદ્મિની !
આત્મ શા હુલાવતી અનસ્ત !
રંગઘેલી રંગે રમે રે !

સ્નેહના સોહાગ સૂર શાંતિ શી સુધા મધુર !
ઉછળે ઉમંગ–ભેરાં ઉર;
રંગઘેલી રંગે રમે રે !

પ્રાણમાં શા પ્રેમપૂર, નેનોમાં નેહનૂર !
રંગે રમે રસ–રાસ, રંગઘેલી રંગે રમે રે !
હૈયાં હસે શાં સુહાસ, રંગઘેલી રંગે રમે રે !

[ રા. વાસુદેવ રામચંદ્ર શેલત ]



## જગતના રાસ.

[ ઢાળ : ઝીણા ઝરમર વરસે મેહ. ]

ઝીલો ઝીલો જગતના રાસ,
રસખાળ ! ઝીલોને.

ભરી ભરી જીવનની સુવાસ,
રસખાળ ! ઝીલોને.

કોઇ દિન રાણા, કોઇ દિન શ્રીમંત,
કોઇ દિન રંક ભિખારી રે;
કોઇ દિન સેજપલંગે સૂતા,
કોઇ દિન ધરતી પથારી;
હો ! રસખાળ ! ઝીલોને.

કોઇ દિન રાબડી ટાઢી મળતી,
કોઇ દિન મીઠડા મેવા રે;

કોઇ દિન લાખ કરોડો ખરચ્યો,
કોઇ દિન કોડીના દેવા.
હો ! રસબાળ ! ઝીલોને.

ચડતી પડતી સહુની સાથે,
તડકો છાંયો જાણો રે.

મ્હાવું સ્હેવું શીખી જગમાં
ઓછું જરી નહિં આણો,
હો ! રસબાળ ! ઝીલોને.

સુખદુઃખગીતડાં એક બીજાનાં
સાથે મળીને ગાજો રે,

સુખમાં શાન્તિ, દુઃખમાં ધીરજ,
વ્હાલી પ્રભુતા પાજો,
હો ! રસબાળ ! ઝીલોને.

[ રા. ગોકુળદાસ દ્વા. રાયચુરા. ]



# ગાવો ભારત માતાનું ગીતડું.



ગાવો વ્હાલાં સર્વે ભારત માતાનું ગીતડું રે?
મનોહર મીઠડું રે? અહો હો? મીઠડું રે?
એની તોલે સ્વર્ગ ન આવે, દેવોયે સૌ પૂજે ભાવે;
નંદનવન સમ રાજે એ તો તેજથીરે, અલૌકિક તેજથીરે,
ગાવો વ્હાલાં સર્વે........

મસ્તક ઉપર હિમગિરી શોભે, શંકર વસવા ત્યાં તો લોભે;
ગંગા જમના માળા કંઠે ઝુલતી રે, મનોહર ઝુલતી રે;
ગાવો વ્હાલા સર્વે........

નયનો ઝળહળ ઝળહળ થાયે; સ્મિત ફુલડીયાં મુખવેરાયે;
ઉરનીર ઉછળે ઓલો કાજે પ્રેમથીરે, છલોછલ પ્રેમથીરે;
ગાવો વ્હાલાં સર્વે........

લીલાં છમ નીલમનાં સરખાં, આભુષણ છે સુંદર વનનાં,
મંજુલ મોહક ઝંકારે એ ગાજતીરે, રૂડી એ ગાજતીરે;
ગાવો વ્હાલાં સર્વે........

કુંકુમ ઝરણુ પગે રેલાયે, ચરણુ ચુમવા સાગર ધાયે?
નિર્મળ સુંદર દેહે એતો શોભતીરે, પુરી એતો શોભતીરે;
ગાવો વ્હાલાં સર્વે........

એની સેવા કરવા કાજે, અંકે એના ઝુલવા આજે,
ચસીએ ચાલો સર્વે આપણુ પ્રેમથી રે અનેરા પ્રેમથી રે.
ગાવો વ્હાલાં સર્વે.......

[ રા. સ્નેહરશ્મિ ]

---

## ગુર્જરીનાં ગીતડાં ગાવો સાહેલડી.

[ સરોવરે પાણીડાં ગઇતી સાહેલડી...એ ઢાળ. ]

ગુર્જરીનાં ગીતડાં ગાવો સાહેલડી,
માતાની હાકલ વાગી દસે દિશે.
આત્માના અંકુર વધાવો સાહેલડી?
જનનીની જોડ બ્હેન? કયાંથી જડે?—ગુર્જરીનાં.

સાગર સલિલ જો ગુંજે સાહેલડી?
તરંગિણી કેરા તાપ ત્યાંહે શમે!
ભારતનો બાગ એમ મ્હેકે સાહેલડી,
નંદનવન મ્હારી ગુર્જરી બને—ગુર્જરીનાં.

અવનિમાં આમતેમ આથડો સાહેલડી.
ગુર્જરીના તોલ બ્હેન ? કયાં છે ભૂમિ ?
મીઠી કોકિલાના સૂર ને, સાહેલડી ?
પ્રેમ પ્રચુર પાણી પેખો નહિ.—ગુર્જરીનાં.

સ્વારથની વાતડી ત્યાગો સાહેલડી ?
અંતરના રાસડા રેલી અરે;
ગુર્જરીનાં વ્હાલે ગંથાઓ સાહેલડી ?
પ્રભુ પિતાનાં ત્યાં દર્શન થશે.—ગુર્જરીનાં.

સંતોને જન્મ એણે દીધા સાહેલડી ?
વીરની નિકુંજ એજ જગતે ખરે;
દ્વારિકા સમી દિવ્ય ભૂમિકા, સાહેલડી,
આબુ, ગિરનારે બ્હેન, આંખો ઠરે.—ગુર્જરીનાં.

પાવાગઢ પાટણ પુરાણા સાહેલડી ?
ઈતિહાસ કેરી જાણે આરસી ધરે.
ઉજળા ઇતિહાસ એમ સાંભરે, સાહેલડી,
કૃષ્ણજીના મંત્ર મ્હારે ઉરે વસે.—ગુર્જરીના.

[રા. મુળજીભાઇ પી. શાહ.]

# રાસે રમીએ રંગ ઘેલી.

[ શેના લીધા મ્હારા શ્યામ...એ ઢાળ ]

રાસે રમીએ રંગ ઘેલી,
સાહેલડી? રાસે રમીએ રંગ ઘેલી

મંદીર સોહાવ્યું પ્રેમ સાથીએ રે,
પુરી પ્રેમળ શબ્દોની કરો હેલી....સાહેલડી.

પ્રભુતાનાં પગલાથી આંગણાં દીપાવો.
દેવ દેશમાં અવતરેલી....સાહેલડી.

નીતિની કુંજમાં ને પ્રિતીની પુંજમાં
ગૌતમ નારીને હાં ગ્રેલી....સાહેલડી.

મુખડામાં માયા ને ચક્ષુમાં ચારીકા.
નાલમાં ભમરતા ભરેલી....સાહેલડી.

શોભે સોહામણી, સ્વભાવે લજામણી.
સુંદર સકુળ દેહ વેલી....સાહેલડી.

આનંદ ઉલ્લાસમાં, વિશ્વના વિલાસમાં.
પુદડી ફરે અલબેલી....સાહેલડી.



# બ્હેનાં પધારો રાસમંદિરે રે લોલ

બ્હેનાં ! પધારો રાસમન્દિરે રે લોલ,
રાસના વિલાસ અણમૂલ જો !
　　બ્હેનાં ! પધારો રાસમન્દિરે રે લોલ.
મન્દિર શણગાર્યું સ્નેહ ફૂલડે રે લોલ;
સુન્દર છે શબ્દ સુવાસ જો !
　　બ્હેનાં ! પધારો રાસમન્દિરે રે લોલ.
ઝુલે તોરણ સૂર તાલનાં રે લોલ;
ઝળકે માણિક્ય સમ ભાવ જો !
　　બ્હેનાં ! પધારો રાસમન્દિરે રે લોલ.
નીતિ કુંકુમ ભર્યું આંગણું રે લોલ;
પૂરી રંગોળી સદ્બોધ જો !
　　બ્હેનાં ! પધારો રાસમન્દિરે રે લોલ.
આશાભરી મ્હારી બ્હેનડી રે લોલ;
આશાભર્યા મારા રાસ જો !
　　બ્હેનાં ! પધારો રાસમન્દિરે રે લોલ.

[ રા. રાયચુરા. ]

# રાસે રમવા આવજો જી રે.

[ કુંજલડી હો ! સંદેશો અમારો...એ ઢાળ. ]

ચાંદની રાત ને કેસરીઆ તારલા,
રાસે રમવા આવજો જી રે!
સરખી સમાણી સૌ સહીયર સાહેલીઓ
સાથે તેડી લાવજો જી રે!

આણી મેર પેલી મેર ગંગા ને જમના,
વચ્ચે વૃંદાવન ચોક છે જી રે;
ગોકુળ ને મથુરાં ને વ્રજ ને વૈકુંઠ,
આવ્યા ચૌદે લોક છે જી રે.

પગલે પગલે ઝબુકજો વીજળી,
ફૂલડાં ફૂટજો હાથમાં જી રે;
રાસે રમતાં ને ઘુમરી ઘૂમતાં
તાળી પૂરજો સાથમાં જી રે!

નંદનવનથી મોંઘી છે ગુર્જરી
ગરબા ગરબી રાસથી જી રે;
ગુર્જરી કુંજ છે દેવોને દોહ્યલી
ગુર્જરી રાસના ઉલ્લાસથી જી રે!

સારા સંસારના તાપથી તારવા

સુરના ફુવારા ઉડાડજો જી રે;

કંઠે કલ્લોલતાં, હૈયાં હિંચોળતાં,

રસની પરબ કંઇ માંડજો જી રે!

આભે લખ્યા કંઇ અક્ષર ઉકેલતાં

હાથમાં આવ્યા તારલા જી રે;

રસની રસીલી સૌ સજનીઓ આવજો

કંઠે ઝલાવજો એ હારલા જી રે!

ચાંદની રાત ને કેસરીઆ તારલા

રુમઝુમ રુમઝુમ ખેલજો જી રે;

ઉરને આંગણે ચમકે ચમકતાં

અદલ આનંદ રેલજો જી રે!

[ ર. ખબરદાર. ]





## રમવાને આવો રાસ.

રજની ખીલી રૂડી શરદની જીરે,
રમવાને આવો રાસ.

શરદ આ સોહામણી, સખીઓ કોડામણી,
રળીઆમણી આ રાતડીજીરે, રમવાને આવો રાસ.
આકાશે ચમકે મધુરા તારલીયા,
ચમકતી ચોકમાં સાહેલડી જીરે....રમવાને.

ચન્દની છવાઈ અમીરસ વરસાવતી,
રસ લ્હાણ જગમાં રેલાવતી જીરે....રમવાને.

જીવનમાં જો રેલતો રસ એ અનેરો,
દીવ્ય બનાવતો એ જીવનને જીરે....રમવાને.

આવો ઝીલો સહુ ઝીલો સાહેલડી,
મીઠો એ જીવનરસ પ્રેમથી જીરે....રમવાને



## ગરબે રમવાને  ગોરી સાંચરી રે

(ગરબે રમવાને ગોરી નીસર્યાં રે લોલ... એ ઢાળ)

ગરબે રમવાને ગોરી સાંચરી રે લોલ,
માધવી મધૂર રસ ભેર;
સ્વર્ગવાસિની રે લોલ.

તાળી લેતાં વાગે દિવ્ય ઝાંઝરી રે લોલ!
તારા કણીશી દિવ્ય ચમકતી રે લોલ!
દીપતી ઉષા રસીલી લ્હેર,
દિવ્ય હાસિની રે લોલ;
તાળી લેતાં વાગે દિવ્ય ઝાંઝરી રે લોલ,
ચંદ્રા તે ચારૂ કલાશેષશી રે લોલ!
સર્વમાંહિ મુખ્ય બ્હેની મ્હારી,
નભવિલાસિની રે લોલ;
તાળી લેતાં વાગે દિવ્ય ઝાંઝરી રે લોલ.

[રા. નરસિંહરાવ દીવેટીયા]

ભારતી  સ્ત્રીગીત.

( ઢાળ: ગરબે રમવાને ગોરી નીસર્યાં રે લોલ )

ગરબે રમવા, સાહેલી ! સાંચરો રે લોલ;
ભારતી મન્દિર ચારૂ ચોક પ્રીતિથી ફરો રે લોલ;
આવો બ્હેની ! ગીતરંગ રેલીએ રે લોલ.

સાખી: શરદ પુન્યમ રજનિ ખીલી, અનિલ સુરભ મલકાય;
ચન્દા સુખનન્દન શીળી સ્મિત લહરી લહકાય;
રમે રમા, શારદા, સોહામણી રે લોલ;
કુંકુમે જ્યાં સાથિયા પૂરેલ, છે શોભા ઘણી રે લોલ;
આવો બ્હેની ! આજ રાસ ખેલીએ રે લોલ.

સાખી: મિઠાં ઝરણુ ઝરી રહ્યાં, મધુરૂં મધુરૂં સુર ગાન;
કોકિલ બુલબુલ રસભર્યાં, દ્રવે અનુપમ તાન;
દેશવાડી નવલ પલ્લવે ભરી રે લોલ,
કુંજ-કુંજ ધારી પુષ્પપુંજ વૃક્ષવલ્લરી રે લોલ;
આવો બ્હેની ! જનનીગાન ગાઇએ રે લોલ.



સાખી: ભાગીરથી ગોદાવરી, બ્રહ્મપુત્ર શુભ તીર;
રમે સિન્ધુ કાવેરી જ્યાં, રમ્ય નર્મદા નીર;

ગુર્જરી ને બંગ સુન્દરી મળી રે લોલ,
કાશ્મિરી, દ્રાવીડી, મહારાષ્ટ્રી, રજપુતાણીઓ રે લોલ;
આવો બ્હેની! ઐકયતાન ગાઇએ રે લોલ.

સાખી: કુસુમિત લીલી લલીતાલતા—લલના તરૂપતિ સંગ;
ભારતવાડી દિપાવતી વિવિધ વર્ણ નવરંગ;

પારસી, ઇસ્લામી; આર્ય, રમણીઓ રે લોલ,
યુરોપિયન નારીઓ, ઉલ્લાસરસવિલાસિની રે લોલ;
આવો બ્હેની! હિન્દદેવી વન્દીએ રે લોલ.

સાખી: હીમાલયશિર ઝળકતી, નિર્મળ, એ મન આશ;
ભિન્ન જાતિ-રીત, તદપિ રહો એક ઉર અમ વાસ;

લાવો, લાવો હૃદયપાત્રમાં ધરી રે લોલ;
મંગલ પ્રીતિઅર્ઘ્ય, ભક્તિ આત્મસુવાસે ભરી રે લોલ.
આવો બ્હેની! માતૃભૂમિ પૂજીએ રે લોલ.

[ રા. રામમોહનરાય જસવંતરાય ]





## સ્વર્ગ મંડળે થકી હું ઉતરી રે લોલ

( ઢાળ: ગરબે રમવાને ગોરી નીસર્યાં રે લોલ )

સ્વર્ગમંડળે થકી હું ઊતરી રે લોલ;
સ્વર્ગ માંહિ કાંઇ મુજ નિવાસ,
દિવ્ય આશ હું રે લોલ,
સર્વ ઠામ મ્હાલું કુસુમ વેરતી રે લોલ.

દીન બન્યાં દુઃખભારથી દબી રે લોલ;
મનુજ બાળ! હ્યો કુસુમસુવાસ;
દિવ્ય હાસથી રે લોલ,
સર્વ ઠામ મ્હાલું કુસુમ વેરતી રે લોલ.

મર્ત્ય જીવને થતા કઠોર શોર લોલ;
તે શમાવી ગાઉં અનુપ ગાન
ઉચ્ચ તાનનાં રે લોલ,
ઠામ ઠામ ચાલું ગીત રેડતી રે લોલ.

વિશ્વમોહનીનું બીન બેસુરું રે લોલ
મૂક થાય, જ્યહાં તણાય તાન
દિવ્ય વાદ્યનાં રે લોલઃ—
મનુજલોકમાં હું એમ ખીલતી રે લોલ.

શાન્ત સિન્ધુ ગાન ગાય જ્યહાં ગંભીર લોલ,
સાન્ધ્ય રંગ વ્યોમ રમે રાસ,
વાસ ત્યહાં કરૂં રે લોલ,
તારલાકણી બની હું એકલી રે લોલ.

[ રા. નરસિંહરાવ ભોળાનાથ ]

---

## સ્વાગત સ્નેહે ભર્યાં રે.

ઉગ્યા પ્રભાત ઋતુ રાજના
ને અહિં ફોરે છે પુલડાંની વાસ રે.
સ્વાગત સ્નેહે ભર્યાં રે.

ખેલે જળ હીંડોળે હંસલો,
એવા રેલે છે ઉરમાં ઉલ્લાસરે. સ્વાગત સ્નેહે ભર્યાં રે.

પુરી રંગોળી ચંદન ચોકમાંને
મેં તો ચોર્યા અત્તર આવાસરે. સ્વાગત સ્નેહે ભર્યાં રે.

આત્માની જ્યોતિ ઝબુકશે કે,
સખી ! રેલાશે રસિયાના રાસરે, સ્વાગત સ્નેહે ભર્યાં રે.

## રમીએ રજની.

મારી સજની ? ચાલો, રમીએ રજની,
રે....મનડાં ઠરતાં ઉપવન કુંજમાં;
શાણી ભગિની ? આવો, ભરિયે મટુકી,
રે....ઝરણાં ઝરતાં પર્વત શૃંગમાં....મારી સજન
કુંજ વિકુંજ પુષ્પનાં પૂંજ,
વૃક્ષનાં ઝુંડ રાનસર ખુદતાં....મારી સજન.

સાખી:–બંસી બજી બ્રજચંદ્રની, નંદન વનની માંહ્ય,
સુણતાં સુણતાં ગોપીનાં, ઉરમન ઘેલાં થાય,
જોને સખી ? પેલી કળી ખીલી,
વિકસેલી વેલી, હર્ષે થઇ ઘેલી;
કેવી નાચે વળીતરૂવર શૃંગમાં.....મારી સજની.

સાખી:–માત હિંદની ભૂમિમાં, કરવા લીલા લહેર,
દીધા અવતાર પ્રભુજીએ, સફળ હુવો આ દેહ.
વ્હાલી બ્હેની ? ચાંદની ચમકે,
તારલા ઝબકે, સરોવર સળકે;
કુમુદ વીકસે અણમોલી પ્રીતમાં,
સારસ જોડલાં, રમતાં હંસલાં;
બોલતાં મોરલા, મેઘ રૂડો ગાજતાં....મારી સજની.

સાખી:–સમીર સુખકર, વાડી ન્યારી, અંગ ઉમંગ ન માય,
કળા અકળ કીરતારની, પામી નાજ શકાય.
રા............સ............ઝ...........રં...........તાં
......મારી સજની.



# ગરબાની રીત.

[ હલકે હાથે તે નાથ મહીડા વલોવજો...એ ઢાળ. ]

ભારે હાથે તે બ્હેન તાળીઓ પાડજો,
તાળીઓની રીત ન્હોય આવી રે બ્હેન;
ભારે હાથે તે બ્હેન તાળીઓ પાડજો.

સરખી ગતિએ બ્હેન પગલાં રે માંડજો,
લટકો કરતાં તાળી ચુકશો રે બ્હેન;
ભારે હાથે તે બ્હેન તાળીઓ પાડજો.

તાળી ચુકતાં બ્હેન રંગ ભંગ થાશે,
રાસના લલિત રાગ ત્રુટશે રે બ્હેન;
ભારે હાથે તે બ્હેન તાળીઓ પાડજો.

ખુલ્લે અવાજે બ્હેન ગરબો ગવાડજો,
ઉરના ઉલ્લાસ મેર ઝીલજો રે બ્હેન;
ભારે હાથે તે બ્હેન તાળીઓ પાડજો.

ઢોળને દમામ બ્હેન ઘેર મુકી આવજો,
ગરબામાં એકચિત્ત રાખજો રે બ્હેન;
ભારે હાથે તે બ્હેન તાળીઓ પાડજો.

[ બ્હેન જ્યોત્સ્ના શુકલ. ]

જળ ભરવાને ચાલો રે!



મીઠલડાં જળ ભરવા

જળ ભરવાને ચાલો રે, મીઠલડાં જળ ભરવા,
ખીલ્યું યૌવન મ્હાલો રે, મધુરાં જળ ભરવા.
આજ અમુલખ લ્હાવો રે, મિઠલડાં જળ ભરવા,
ચાલો બ્હેનીઓ ! ચાલો રે, મધુરાં જળ ભરવા.

તરશે તરફડતાં મરે, બ્હેનો–ભાઇ અનેક,
પાવું અમૃત તેમને, એ જ ધર્યો મન ટેક.

ધાન્ય લણવાને ચાલો રે, મિઠાં ધાન્ય જ લણવા,
લીલાં ક્ષેત્રસાં [illegible] ધાન્યનાં કણ જ્યાં;
હૈયોને અનુપમ લ્હાવો રે, મધુર યૌવનભરમાં;
ચાલો સજનિઓ ! ચાલો રે, મિઠાં ધાન્ય જ લણવા.

ભૂખ્યાં ત્રાસતપ્યાં દીસે, મનુ બાલક ચોપાસ,
પ્રભુની થાળ દઈ કરો, તૃપ્ત તેમને ખાસ.

ફૂલ વીણવાને ચાલો રે, મધુર ફૂલડાં વીણવા,
મીઠું યૌવન મ્હાલો રે, રુડેરાં ફૂલ વીણવા;
આજ આનંદ દહાડો રે, રસીલાં ફૂલ વીણવા,
ચાલો સાહેલી ! ચાલો રે, રૂડાં ફૂલડાં વીણવા.

દુઃખ કલેશ ચિન્તાભર્યું જગ રડતું લાચાર,
કરો શાન્ત. આશાભર્યાં પુષ્પ તણા ધરી હાર.

રસ સિંચવાને ચાલો રે, મધુરો રસ સિંચવા,
યૌવનવન મ્હાલો રે, અમર ફાલ્યાં ફળ જ્યાં;
ગાનઝરણ ઝરાવો રે, લતાકુંજે લચતાં.
ચાલો સજ્જનિઓ ! ચાલો રે; મિઠલડો રસ સિંચવા,

સૂકી રસહીન બની રહી, હૃદયવાડી દેખાય,
વર્ષાવો અમિધાર ત્યાં પ્રફુલ્લ રમણીય થાય.

ગીત ઝીલવાને ચાલો રે, મધુરાં ગીત ઝીલવા,
આજ યૌવન મ્હાલો રે, પતિપ્રભુના ગીતમાં;
રમી રાસ લ્યો લ્હાવો રે, પ્રીતિભક્તિ ઉરમાં,
ચાલો બ્હેનીઓ ! ચાલો રે. મધુરાં ગીત ઝીલવાં.

નન્દન સુન્દર નન્દનો, વાયે રસીલી વેણ,
અંતર ઝીલી અમૃત ભર્યાં રેલાવો પ્રભુ કહેણ.

જળ ભરવાને ચાલો રે, મિઠલડાં જળ ભરવા,
લીલું યૌવન મ્હાલોરે, રસીલાં અમી ભરવા;
લ્યોને આનંદ લ્હાવો રે, રુડેરાં અમી ભરવા,
ચાલો સાહેલી ! ચાલો રે, મધુરાં જળ ભરવા.

[ રા. રામમોહનરાય.]



# મોંઘલ-રાતડી

( કુંજલડી રે સંદેશો હમારો...એ ઢાળ )

રસની રસરેલ સમી વિસરે ન **રાતડી**!
ઘેરાતાં અંગ અને આંખડી! સાહેલડી!
સરખી સાહેલી ગીત ગુંજતી ને ગાજતી!
અજબ અમર યૌવન જગાડતી! એ વ્હેનડી! રસની.

અંતર આરામ મળ્યો દિલનો એ દીવડો!
હૈયે મધુર વાગી વાંસળી! રસ વેલડી!
ચિત્તનો ચાંદલીયો ચમક્યો એ ગોરડી!
હાથમાંહિ હાથ રહ્યો હિંચી! એ ઘેલૂડી! રસની.

ઉજળ્યાં કૌમાર વૃત-પ્રાણની અભેદતા!
માણી પ્રણયવેલ સિંચી અલબેલડી!
લાલન! લ્હેરાય એની વ્હાલભરી આંખડી!
બંસી અંતરગાન ગુંજતી! એ ઘેલૂડી! રસની.

હૈયાના કોલ અમર આપ્યા લેવાયા!
પાળશું એ પ્રાણે બોલાયા રસીકડી!
આંખોથી આંખ અને પાંખોથી પાંખડી!
મેળવી તે કેમ જાય વિસરી! મદ ઘેલડી! રસની.

પંચતત્વ સૂર્ય ચંદ્ર સાક્ષી અબોલડા!
ભાવિના ભેદ લીધા ભરી! એ વ્હેનડી!
આશાનાં દ્વાર અને હૈયા પટારડા!
ઉઘડ્યાં શી ચાવી, એ અનેરી! રસ વેલડી! રસના.

ચોરી ચઢીને રસ સાગરે પ્રવેશ્યાં !
પગલે પગલે શી પ્રીત ફોરી ! રસીકડી !
હૈયાંની આશિષો માતા ને તાતની !
લીધી નયન ઉર કોરી ! એ ભોલૂડી ! રસની

દિલની અભેદતાને પ્રેમમાં સર્વસ્વદાન !
લીધાં દીધાં એ અમર રાતડી ! અલબેલડી !
વિસરાય કેમ એવી "**મોંઘલ રાતડી !**"
"મણિમય" કહેવાય કોને વાતડી! અલબેલડી!* રસની.

(રા. પાદરાકર.)

---

## અણદીઠ જાદૂગર

(ઢાળ: સ્નેહીનાં સોણલાં આવે, સાહેલડી!)

રજનીના ઓળા આવે, સાહેલડી !
અંધકારના દૂર પડઘા પડે;
રૂદનની વેણુ એક વાગે, સાહેલડી !
વિશ્વને ઉર શોક છાયા ઢળે.

---

* પ્રગટ થનાર મંગળસૂત્ર માંથી.

સાખી : કમ્પે વાયુ વ્યોમ ને, કમ્પે જગનું ઉર;

સાગરનાં જળ કંપતાં............

મ્હારૂં કંપે છે હૈયું આતુર, રે સાહેલડી! અંધકારના.

સાખી : ગાજે કાળાં વાદળાં, ગાજે કાળાં નીર;

ગાજે ગેબી ગીત કો.............

મ્હને બોલાવે ગાઢું તિમિર, રે સાહેલડી! અંધકારના.

સાખી : કાયા થથરે કારમી, દીન થરથરતું ઉર;

ચરણો સ્થિર રહે નહિ............

મ્હને ખેંચે અણદીઠ કોઇ દર, રે સાહેલડી! અંધકારના.

સાખી : દૂર દૂર ત્યાં નાવડી આવે સખિ! આ તીર;

મુજ કાજે ઉભી રહી..............

કોઇ ખેંચે ગ્રહી મ્હને ચીર, રે સાહેલડી! અંધકારના.

સાખી : સૂનું મ્હારૂં દીલડું, સૂની સાગર–વાટ;

સૂની પણું હું એકલી............

નહિ જાણું પણું કયે ઘાટ, રે સાહેલડી! અંધકારના.

સાખી : અદીઠ કો જાદુગરે ઘેલું કીધું ઉર;

મુજને નવ કો રોકશો...........

અહા! જાઉં છું દર દૂર દૂર રે સાહેલડી! અંધકારના.

[રા. સ્નેહરશ્મિ]

# અગોચર દેવમંદિર

(ઢાળ: સ્નેહીનાં સોણલાં આવે, સાહેલડી!)

પૂરવની પુણ્યજ્યોત પ્રગટી; સાહેલડી!
દેવનાં અગોચર મંદિર જડયાં:

જીવનનું જહાજ આજ ડોલે સાહેલડી!
કાળનાં કરાળ નીર હેલે ચડયાં.

**સાખી:** ભવાટવીમાં ભટકીને, જ્યારે થાકયા પ્રાણ,
સચ્ચિદાનંદ શોધવા............
ભરદરિયે ખેડયું વેગે વહાણ, રે સાહેલડી! દેવનાં,

સાખી: દૂર દૂરના આભલાં, એથી યે વધુ દૂર
અગ્નિ જમ અડકે નહીં...........
જ્યહાં તપતાં નથી શશીસૂર, રે સાહેલડી! દેવનાં;

સાખી: ઋષિ મુનિ શોધે જેહને, તપે તપસ્વી તાપ;
પળમાં લાધ્યું સુજને...........
ઝાંખી થાતાં ટળ્યાં સહુ પાપ, રે સાહેલડી! દેવનાં;

સાખી: જ્યાં જઇને આવે નહીં, જે ઠરવાનો ઠામ,
પેખે પુરણ કામને...........
એવું અચળ અનુપમ ધામ, રે સાહેલડી! દેવનાં;

સાખી: કલ્પવૃક્ષની છાયમાં, સુરગંગાને તીર,
વાયે વહાલમ વાંસળી...........
પૂનિત ચરણે નમ્યું જઇ શિર, રે સાહેલડી! દેવનાં;

સાખી : અદ્‌ભુત ને ઓજસ્ ભરી, ભારી મૂર્તિ શ્યામ
જ્યોતિમાં જ્યોતિ મળી............
જીવન જંપ્યુ શાંતિને વિશ્રામ, રે સાહેલડી! દેવના;

[ રા. નાનાલાલ દ. પટેલ ]

---

## પૂર્ણિમા પાછી ઉગી રે

( ઢાળ : ના'વ્યા એ નણદલના વીરા )

સોળ સોળ પાંખડીનાં કમળ એ મંગાવ્યાં,
ગણતાં દિવસ હું તો થાકી:
કે પૂર્ણિમા પાછી ઉગી રે!

તોડું હું રોજ એક પાંખડી એ કમળની,
આજે રહી છે એ બાકી:
કે પૂર્ણિમા પાછી ઉગી રે!

વ્હાલા! વીતી ગયો આવવાનો વાયદો,
વિરહ શકું ન હવે સાંખી:
કે પૂર્ણિમા પાછી ઉગી રે!

શીળો સમીરે ન લાવે સન્દેશડો
નેડો રહી છું તો ય રાખી:
કે પૂર્ણિમા પાછી ઉગી રે!

જોતી ઉભી હું વાટ કાલિન્દીને કાંઠડે,
જાણ્યું થશે તમ ઝાંખી!
કે પૂર્ણિમા પાછી ઉગી રે!
જળમાં પડેલ ચન્દ્રબિમ્બ ગણી પ્રિયમુખ
પૂજવા એ પાંખડીઓ નાંખીઃ
કે પૂર્ણિમા પાછી ઉગી રે!
[શ. જનાર્દન પ્રભાસ્કર]

---

## ચાલો સખિ પાણી ભરવા

ચાલો ચાલો સખિ સુખીયારી રે,
પાણી ભરવા પાણીયારી રે;
માથે ઈંઢાણી સખી સરખા થઇ મુકીયે,
ચંચળ ચતુરા ચાલી રે......ચાલો.
દોરી રસીલી હાથે વીંટી લ્યો સજની,
સીંચો કુવાનાં પાણી રે.....ચાલો.
બેડું ચઢાવી શિરે સુંદરીઓ શોભતી,
ગાગર કમ્મર પર ધારી રે......ચાલો.
ઝાંઝરનો ઝમકાર જુઓને સજની,
વિવેક ઘૂંઘટ તાણી રે.....ચાલો.

# ઉજમાળી ઉષા

(ઢાળ: ઓ ગિરિકોકિલ ! તું)

આવી આવી ઉજળે વેષ આ ઉજમાળી ઉષા;
લાવી લાવી દિવ્ય સન્દેશ આ ઉજમાળી ઉષા!

આવી ઉષા આંગણિયે મ્હારે, આવી ઉજળે રંગ રે:
ઓછપ પૂરતી રવિઉદયનો, દેતી ઉર આનન્દ!
આ ઉજમાળી ઉષા!

અવનિ ઉપર કુંકુમપગલાં માંડે પુણ્યપ્રભાત રે!
રજની–દિનની સન્ધ્યાને દે સુન્દરતા સાક્ષાત્;
આ ઉજમાળી ઉષા!

જગવાડીએ રમવા આવી બાળા કો શરમાળ રે;
રવિથી તે લજ્જાતી ઓઢે મુખડે રાતી શાલ:
આ ઉજમાળી ઉષા!

કાન્તિ સમેટે વિશ્વતણી જ્યાં નયને સુન્દર રૂપ રે;
સંસ્કૃતિનાં કિરણો પ્રગટાવતી ન્યાળી ઉષા અનૂપ!
આ ઉજમાળી ઉષા!

આ ભવ ને પરભવનાં એમાં ચિતર્યાં ઉજ્જવલ ચિત રે;
પ્રભુપ્રતિમાનાં પ્રેમપૂરેલાં જેમાં તેજ પવિત્ર!

[ રા. જનાર્દન પ્રભાસ્કર. ]

# મીઠાં જળ  ભરીએ.

સખી? સરવરિયે પરવરીએ, કરધરીએ;
ઘડુલે મીઠાં જળ ભરીએ
ડગ ભરીએ રે? સ્મિત કરીએ રે? પનિહારી;
ઘડુલે મીઠાં જળ ભરીએ.
ગાગર ગોરી શીર ચમકારતી; તારલાશી ઝીણું ઝીણું ઝણકારત
હેલ શોભતી રે? મંદ બોલતી રે? ઉર ખોલતી;
સરિત પંથ મ્હાલતી રે—સખી.
સાખી: ઘેરાં ઘેરાં ડોલતાં, સલિલ સરવર તીર;
સમીર વાતો સહજમાં હિંડોલ મ્હડતાં નીર.
સરતી મ્હડતી પાણીડાં સીંચતા, નવરંગી ચીર ચુંદડલી ભીંજ
સખી? કેમ ભરીએ? કેમ કરીએ? પાણીડાં પ્રચંડ
પુર દિલ ડરીએ—સખી.
સાખી: નિશવાસર હેલે મ્હડી, પાણીડાં ઉભરાય;
નીરખીને પનિહારીનાં હૈડાં ત્યાં ગુંચવાય
નીર હેલે મ્હડે? સલિલ ઝોલે મ્હડે રસ રંગે;
ઘડુલે સ્નેહ જળ ભરીએ.

[ રા. સુળસુખલાલ દીવાન ]

# વર્ષાનો રાસ

વર્ષા તો સાત સાત બ્હેનડી રે લોલ;
સાતે તે બ્હેનીઓ અપાર જો....વર્ષા.

વર્ષાની એક બ્હેન વાદળી રે લોલ;
વાદળીએ જગત જળધાર જો....વર્ષા.

વર્ષાની એક બ્હેન વીજળી રે લોલ;
વીજળીએ પ્રાણ તેજ તાર જો....વર્ષા.

વર્ષાની એક બ્હેન ચાંદની રે લોલ;
ચાંદનીએ ચંદ્ર કિરણ હાર જો....વર્ષા.

વર્ષાની એક બ્હેન વેલડી રે લોલ;
વેલડીએ ફુલ મધુ ભાર જો...વર્ષા.

વર્ષાની એક બ્હેન ઢેલડી રે લોલ;
ઢેલડીએ પ્રેમવ્રત વિહાર જો...વર્ષા.

વર્ષાની એક બ્હેન રૂક્મિણી* રે લોલ;
રૂક્મિણી તે રૂપનો અંબાર જો...વર્ષા.

[ રા. દેશળજી પરમાર ]

---

* રાસ લેનારીઓમાંથી એકાદનું નામ લેવું.

## સત્કાર

આંગણીઆં ? શોભાય, અમારાં આંગણીઆં શોભાય.
ઉરમાં હર્ષ ન માય, અમારાં ઉરમાં હર્ષ ન માય.
પૂણ્ય પનોતાં પગલે પધારી
અનુગ્રહ કીધો અમ પર ભારી;
તમ દર્શનમાં આશ અધિક, અમ દિલડાં થન ગન થાય.
...અમારાં આંગણીઆં શોભાય.
હર્ષ ગાનમાં ગગન ગજાવો,
સ્મિત પુલકે જન સુજ્ઞ સુહાવો;
આજ અનુપમ દિન ઉગ્યો, ઉર્મી અંતર ઉભરાય.
...અમારાં આંગણીઆં શોભાય.

[ શ. મુળસુખલાલ દીવાન ]

---

## ગુંથો ગુંથો કોટી કિરણોની માળ.

[મારા સુના મંદિરીયા માંય...એ ઢાળ]

ગુંથો ગુંથો કોટી કિરણોની માળ,
ગુંથાય મ્હારાં હૈયાં સખી....
શમ્યા શમ્યા મુજ ઉરના અંધાર; ઉજાસ મ્હારે હૈયે સખી.
ઉંચી દિવાલ ગેહ ગેબી અંધારની, ઘેરા ભાનુના પ્રકાશરે
....ગુંથાય.

ઊંડો ઊંડો કો અચળ તારલો ઝબુકતો,
દેહનો યે ગેબી દ્વાર, ઝબુકે એવાં હૈયાં સખી....ગુંથો.

વનની અમરાઇઓ ઘેરી ગુહાશી,
સીધો સૂઝે ના માર્ગ રે....ગુંથાય.

આત્માએ ઓળખી વિશ્વ ભૂલામણી,
અણસારે દિવ્ય દેહદ્વાર, ઊઘાડે મ્હારાં હૈયાં સખી....ગુંથો.

ઊંડા અગાધ ઘોર સાગરની સીમમાં
ગાજે અઘોર નીલ વારીરે....ગુંથાય.

આશાની નાવ વધે ચેતન દીવડે.
આત્માના શોધે ઓવાર,
ઉજાષે મ્હારાં હૈયાં સખી...ગુંથો.

[ રા. શાંતિકુમાર પંડ્યા. ]

---

## વસજે વીર આલૌકિક તેજ ભર્યા આવાસમાં રે

[ કામણ દીસે છે અલબેલા ત્હારી આંખ્યમાં રે...એ ઢાળ ]

વસજે વીર અલૌકિક તેજ ભર્યા આવાસમાં રે
નિરંતર હાસમાં રે....વસજે.

સુંદરતાનાં ઉપવન રૂડાં
કોકિલ ગાન કરે જ્યહાં ઊંડાં.
અમી ઝરણ જ્યહાં રમતાં દિવ્ય વિલાસમાં રે,
નિરંતર હાસમાં રે....વસજે.

જીવન પથમાં દૃઢ ચરણોથી
ચાલી, નવ તું ડરય મરણોથી
અન્તે વસવા આવ્ય અમરજન પાસમાં રે
નિરંતર હાસમાં રે........
વસજે વીર અલૌકિક તેજ ભર્યા આવાસમાં રે.

[ રા. નરસિંહરાવ ભોળાનાથ દિવેટીયા ]

## સત્કાર

આંગણીઆં ? શોભાય, અમારાં આંગણીઆં શોભાય.
ઉરમાં હર્ષ ન માય, અમારાં ઉરમાં હર્ષ ન માય.
પૂણ્ય પનોતાં પગલે પધારી
અનુગ્રહ કીધો અમ પર ભારી;
તમ દર્શનમાં આશ અધિક, અમ દિલડાં થન ગન થાય.
...અમારાં આંગણીઆં શોભાય.
હર્ષ ગાનમાં ગગન ગજાવો,
સ્મિત પુલકે જન સુજ્ઞ સુહાવો;
આજ અનુપમ દિન ઉગ્યો, ઉર્મી અંતર ઉભરાય.
...અમારાં આંગણીઆં શોભાય.

[ ર. મુળસુખલાલ દીવાન ]

---

## ગુંથો ગુંથો કોટી કિરણોની માળ.

[મારા સુના મંદિરીયા માંય...એ ઢાળ]

ગુંથો ગુંથો કોટી કિરણોની માળ,
ગુંથાય મ્હારાં હૈયાં સખી....
શમ્યા શમ્યા મુજ ઉરના અંધાર; ઉજાષ મ્હારે હૈયે સખી.
ઉંચી દિવાલ ગેહ ગેબી અંધારની, ઘેરા ભાનુના પ્રકાશરે
....ગુંથાય.
ઊંડો ઊંડો કો અચળ તારલો ઝબુકતો,
દેહનો યે ગેબી દ્વાર, ઝબુકે એવાં હૈયાં સખી....ગુંથો.

વનની અમરાઇઓ ઘેરી ગુહાશી,
સીધો સૂઝે ના માર્ગ રે....ગુંથાય..
આત્માએ ઓળખી વિશ્વ ભૂલામણી,
અણસારે દિવ્ય દેહદ્વાર, ઉઘાડે મ્હારાં હૈયાં સખી....ગુંથો..
ઊંડા અગાધ ઘોર સાગરની સીમમાં
ગાજે અઘોર નીલ વારી રે....ગુંથાય..
આશાની નાવ વધે ચેતન દીવડે.
આત્માના શોધે ઓવાર,
ઉજાષે મ્હારાં હૈયાં સખી...ગુંથો.
[ રા. શાંતિકુમાર પંડ્યા. ]

---

## વસજે વીર આલૌકિક તેજ ભર્યા આવાસમાં રે

[ કામણ દીસે છે અલબેલા ત્હારી આંખ્યમાં રે...એ ઢાળ ]

વસજે વીર અલૌકિક તેજ ભર્યા આવાસમાં રે
નિરંતર હાસમાં રે....વસજે..
સુંદરતાનાં ઉપવન રૂડાં
કોકિલ ગાન કરે જય્હાં ઊંડાં.
અમી ઝરણ જય્હાં રમતાં દિવ્ય વિલાસમાં રે,
નિરંતર હાસમાં રે....વસજે..
જીવન પથમાં દઢ ચરણોથી
ચાલી, નવ તું ડરય મરણોથી
અન્તે વસવા આવ્ય અમરજન પાસમાં રે
નિરંતર હાસમાં રે........
વસજે વીર અલૌકિક તેજ ભર્યા આવાસમાં રે.
[ રા. નરસિંહરાવ ભોળાનાથ દિવેટીયા ]

# સરસ્વતી મંદિરે.

હળી મળી ? વિદ્યા મંદિર આંગણુ આજ;
સહચરી સ્નેહે આવો.

લળી લળી વંદીએ, પ્રેમી પાંપણુ આજ;
શારદા માત રીઝાવો.

પુલ ભરી છાબ મધુરાં લાવો બ્રહ્મતણી તનયાને વધાવો,
મુખ મલકે ? ઉર ઝલકે ? સુ અવસર કાજ.
સહચરી સ્નેહે આવો.

**સાખી.**

વિદ્યા મંદિર શોભતું, માત સરસ્વતી ધામ;
કોટિક જ્યાં કોશલ્યનાં, વહેતાં ગંગા જ્ઞાન.
સદૈવ વાસ જિહ્વાગ્રે વસજો, વાણી વિશુધ્ધ શિશુતમ કરજો,
પરમેશ્વરી ? અર્પો શુભ આશિષ આજ.
સહચરી સ્નેહે આવો.

**સાખી.**

રસમય સંગીત રેલતી, વિણા ધાર અપાર;
પ્રેમરૂપા ? તેજોમથી ? પુનીત મંગલકાર.
જગજનની સુખદાત્રીમાની. મોક્ષ પ્રદાયિની માત નમામિ,
સર્વ કલા વિધાત્ર જગદાધાર.
સહચરી સ્નેહે આવો.

[ રા. મુળસુખલાલ દીવાન. ]

# રસપ્રભુતા

( ઢાળ : પ્રીતમ પરાહુના, મહારાજ ! )

ઘુંટડા ભરી ભરી પીઓ કો, રસનાં સરોવર છલકાય !
રસનાં સરોવર છલકાય, રસિકનું મન દેખી મલકાય ! ઘુંટડા૦

સાખી : આભ ભર્યું ઘુમે આનંદે, ખોળે ચંચુ નિત્ય;
જડી જડી રસબિંદુ હૃદયમાં ચમકાવે સહુ ચિત્તઃ
અંતર ભરી ભરી સીંચો કો, આત્મા ઉંડી ઝળે ઝળકાય ! ઘુંટડા૦

સાખી : કુંજે કુંજે ફૂલડાં ડોલે, ચુમે લલિત વસંત;
વનવન પવન વહે રસ ભરતો, લીલા હસે અનંત;
ખોબે ભરી ભરીને લ્યો કો, હૈયે નવું નવું હિંચકાય ! ઘુંટડા૦

સાખી : છીપે છીપે મોતી દીપે સાગરને ભંડાર;
નયને નયને તેજ નચવતાં વસી ઉંડે અંધારઃ
ડૂબકી ભરી ભરી કાઢો કો, તેજે નયન નયન રંગાય ! ઘુંટડા૦

સાખી : કણ-કણમાં જો મણિ વિલસે છે, બિંદુ-બિંદુ બ્રહ્માંડ;
રસગ્રાહક રજ-રજમાં નિરખે ભર્યો દિવ્ય રસકાંડઃ
નયનાં ભરી ભરી નિરખો કો, રસ રસ થળે થળે નીતરાય ! ઘુંટડા૦

સાખી : સરોવરો છલકે છલકાતાં રસજીવનને અર્થ;
ધન્ય ઝીલે રસ રાજહુંસકો, બગ ઉભા રહે વ્યર્થ !
આત્મા ભરી ભરી ઝીલો કો, પ્રભુની રસપ્રભુતા પથરાય ! ઘુંટડા૦

[ રા. અ. ફ. ખબરદાર ]

## ઝીલો મધુરી  ચાંદની

હાં...રે...કોઇ ઝીલો,

સલૂણા? કોઇ ઝીલો;

ઝીલો મધુરી ચાંદની....હાં....રે...કોઇ ઝીલો.

રૂપાના ફૂલસમા તારલાની સંગમાં,

રમતી રમતીયાળ આભના ઉછંગમાં;

પ્રેમના પીયૂષસમી પૃથ્વીમાં ફેલાય...

કોઇ ઝીલો?

ઝીલણહાર? ઝીલો,

ઝીલો રસધાર એ ઝીલાય તો?

આભની અટારીએથી અવનીને આંગણે,

રસીયાંને કાજ સખે? ચાંદની રેલાય છે.

ઉરમાં અકથ્ય ભાવ જોતાં ઉભરાય....

કોઇ ઝીલો?

રસીકવર? ઝીલો?

ઝીલો એ ચાંદની ઝીલાય તો?



વિષ્ણુના વિરાટપાદ વ્યોસથી સરી પડી,
શંભુની જટાશી ભવ્ય ભોમમાં રમી રહી;
મનડું એ જાહ્નવી નિહાળી મલકાય...

કોઇ ઝીલો,
યોગીંદ્ર કોઈ ઝીલો?
ઝીલો એ જાહ્નવી ઝીલાય તો?

ઉભી એ ઉજળા આકાશગંગ કાંઠડે,
ગેંદો ઉછાળી હીરા તારલાની એ હસે;
ને હાસ્ય એ રૂપાળું મીઠું, ભોમમાં ફેલાય...

કોઇ ઝીલો,
સલૂણા કોઇ ઝીલો;
ચંદાનાં હાસ્ય એ ઝીલાય તો?

[ શ. સમિતિ જય ]

---

## દીસે નવચેતન તારી આંખમાં રે

દેવી ! દીસે શાં નવચેતન તારી આંખમાં રે
તારી આંખમાં રે
પાછું ઝાંખમાં રે....દેવી ! દીસે શાં.

મોહનની નવ બંસી બોલે,
જુગ જુગનાં પડળો કંઇ ખોલે,
અન્તર ઝોલે ચઢતાં નવ અભિલાખમાં રે
પાછું આંખમાં રે...દેવી! દીસે શાં.

ઉર સંયમનાં અંજન કીધાં
સત્ય સનાતન વ્રત મન કીધાં,
મૃત્યુ તણાં અમી પીધાં લોટી ખાખમાં રે
પાછું આંખમાં રે...દેવી! દીસે શાં.

પ્રગટ નિડર સદ્ધર્મે પ્રસરવા,
એક કુટુંબી વસુધા કરવા,
ગરવા ગુણ ઉદ્ધારવા રાજા રાંકમા રે
પાછું આંખમાં રે....દેવી! દીસે શાં.

દેવી! એ નવ ગારવ કાજે,
હસતાં વહાણ દ્વાર વિરાજે,
ધસીએ આજે ત્રીસ ક્રોડ તુજ પાંખમાં રે
પાછું આંખમાં રે...દેવી! દીસે શાં.

નવ જુગમાં નવ મોહન બોલે,
રુદ્ર ત્રીજુ લોચન કંઇ ખોલે;
ઓ દેવી! ડોલે બ્રહ્માંડ જરાકમાં રે
પાછું આંખમાં રે...દેવી! દીસે શાં.
દેવી ઉભરે શાં નવચેતન ત્હારી આંખમાં રે

[ રા. ખબરદાર. ]



## આઘો આઘો તે એક ચંદ્રમાં

આઘો આઘો તે એક ચંન્દ્રમાં રે
એની ચાંદની ચોકમાં રેલાય રે
તેજ ઝીલુંને શ્યામળી રહું

આઘે આઘે તે એક કોકિલા રે
એના ટહુકા કાંઇ કાનમાં સુણાય રે
ટહુકા સુણુંને ઘેલી હું બનું..

આઘો આઘો તે મ્હારો વહાલમો
એની વેણું નજીક તોય વાય રે
વેણું સુણુંને વીરહે બળું

આઘો આઘો તે ફુલનો છોડવો
એની સુગંધી ઓરડે ઢોળાય રે.
સુગંધી લઉંને નીંદરે પડું રે.

# હો ભીંજે મ્હારી આખલડી

[ ઝીણાં ઝરમર વરસે મેહ......એ ઢાળ ]

કોટિ–કોટિ મારા જ્યોતિ ઝબકાર,
હો? ભીંજે મ્હારી આંખલડી
તોય હૈયે મ્હારે ઉંડેરા અંધાર
હો? ભીંજે મ્હારી આંખલડી...ટેક.

જોગી છૂપાયો મ્હારો જોગ ગુફામાં,
વાટ હું જુગ જુગ જોતી રે?
ઝીણા ઝીણા કો એના આવે ઝબૂકલા
જોતી જોતી ને રહું રોતી...હો ભીંજે.

એક ઉઘાડું મારી આંખ તપેલી,
બીજી ઉઘાડું અમી ઝરતી રે.
ઉઘાડું–ઢાંકું એવી અંતરની દેવડી;
નેવે નેવે એ રહે નીતરતી...હો ભીંજે.

આવે આવે ને શમે જુગજુગનાં સોણલાં,
પલકે દીઠાં–અણદીઠાં રે;
જોગી છૂપાયો મારી પાપણની ધારમાં
સરતાં આંસુ ત્યાં મારાં મીઠાં...હો ભીંજે.

હીરા ગૂંથી છે મારી ગેરી રસ ચુંદડી,
ધનગૂંથી છે મારી માળા રે.

ખંચે શણગાર જેને હૈયે સૂનકાર હો,
રહેતા શે જોગી એ નિરાળા...હો ભીંજે.

આઘા આઘા છે તોય પંથ છે પાસે.
અદીઠ તોય વાયુ જેવા રે,

અળગી રાખીને સદા અળગા રહે હસતા
એ રે જોગી શે મારાં એવા?...હો ભીંજે.

આવો, આવો રે જોગી? હૈયા ખોલાવો?
તપી તપીને નેણાં તૂટયાં રે;

સંધ્યાનાં જેવાં સૌમ્ય તેજે રેલાવો;
રહીએ અંખડ અણ છૂટયાં?
હો ભીંજે મારી આંખલડી.

[શ. અબરદાર]



## હીંચે મ્હારા હૈયાં સખી

(ઢાળ: ઝીણા ઝરમર વરસે મેહ)

આવ્યા આવ્યા અસાડિલા રાજ,
હીંચે મ્હારાં હૈયાં; સખિ!

લાવ્યા એ તો સૌભાગ્યભર્યા સાજ,
હીંચે મ્હારાં હૈયાં, સખિ

પુણ્ય પવનની શાંતિ હીંચોળે,
ઝૂલે બ્રહ્માંડ એ હિન્ડોળ રે!

વીજળી ઝબૂકતાં અંજન અંજાય કંઇ,
ગાજે ઘેરૂં ઘન ઘોર;
હીંચે મ્હારાં હૈયાં, સખિ!

સૂતા પડછન્દ જાગ્યા,
પુરાતન પ્રાણ જાગ્યા;

એકાકાર ઓઘ છળી વળ્યા જડપાજ,
હીંચે મ્હારાં હૈયાં, સખિ!

ઝબકી જાગ્યું મ્હારૂં જીવન ઘેરાતું,
ઉલટયાં રસાતળ ઉંડા રે!

હેલે ચ્હડયો મ્હારા દિલનો મહેરામણ,
રેલે છલોછલ છોળ!
હીંચે મ્હારાં હૈયાં, સખિ!

ઘેલીતૂર નાર હું તો,
ડોલાવી ડોલાઉં હું તો;
રસગુણથી રસે રસરાજઃ
હીંચે મ્હારાં હૈયાં, સખિ!

હળવી હથેળીએ રસસાયર સમાવું,
રસગુણ ઝીલી ઝૂલાવું રે!
નાચું નચાવું તેમ હળુ હળુ હેરે,
એકલી જાણી મને હસાવેઃ
હીંચે મ્હારાં હૈયાં, સખિ!

હસાવી હસું ન હું તો,
કહોને બીજું શું કરૂં તો!
એની હરવી હારી ગઇ લાજઃ
હીંચે મ્હારાં હૈયાં, સખિ!

[ રા. લલિતજી ]

# રસઝરણાં ઝરતાં.

( ઢાળ : ઝીણા ઝરમર વરસે મેહ )

આવો આવોને, બ્હેનાં સુજાણ ! રસઝરણાં ઝરતાં:
કાંઇ ગાવોને ગીતડાં અનામ પ્રભુતાને વરતાં

વિદ્યાવિનયની વાર્તા વદંતાં,
ઝીલતાં નવરંગ તાળી રે;

સ્નેહલ સુહાગી મૃદુ હૈડાં ભીલાવતાં
લ્હાશું અમીમય લ્હાણી:
પ્રભુતાને વરતાં.

સેવા, જનહિત ને કુટુંબમાયા,
લેતાં જીવનવ્રત ઓર રે;

ઉરપ્રાણ પોષી પ્રકાશ તણે પંથે
જીવશું ને જીતશું સજોડ:
પ્રભુતાને વરતાં.

માતાપિતા ને આચાર્ય અતિથિ,
પૂજતાં દેવનાં એ રૂપ રે;
સંત-મહંતની છાયામાં નિશદિન
ગર્જીશું પ્રાર્થન અનુપ:
પ્રભુતાને વરતાં.

[ સ્વ. સૌ. કનુબ્હેન દવે ]

# તળાવડી

( ઢાળ : સરોવરે પાણીડાં ગઇ'તી સાહેલડી ! )

ખોબા સમોવડી ભરી તળાવડીમાં
નાની શી નાવડી ઝૂલતી જી રે;
એમાં એકલડી હીંચું સાહેલડી !
આનંદઘેલડી હું ફૂલતી જી રે.

અમીરસ પાણીડાં પાંખાળી પાવડી
વીંઝું ત્યાં આભને વીંછળે જી રે,
ભીંજે સૂરજ ને ચાંદલિયો,
નવલખ તારલા નીતરે જી રે.

ઝપકતી ઝપ ઝપ સોનેરી વાદળી
ફરે ગગનમાં ફૂદડી જી રે;
રસબસ હૈયાં ભીંજે રસીલાં,
ભીંજે મારી નવરંગ ચૂંદડી જી રે.

પાણીડાં હલકે ને છલકે તળાવડી,
આખા જગતમાં રેલતી જી રે;
જ્યાં જ્યાં રેલે ત્યાં ભરતી આનંદની,
દુઃખડાં દૂર કરી મેલતી જી રે;

આવો, આવો, સૌ આવો, સાહેલડી !
નિર્મળ જળ પર ઝીલવા જી રે;
નિત નિત નૌતમ ખીલતી સુંદર
કુસુમકળી સમ ખીલવા જી રે.

[ રા. ત્રિભુવન. ગૌ. વ્યાસ ]



## ડુંગર ચઢું

હું તો ડુંગર ચઢું ને આભ ઉતરૂં રે,
એનાં પગલાં જડે નહિ ક્યાંય રે!
ડુંગર ચઢું ને આભ ઉતરૂં રે!

હું તો વીણા વગાડું નામ ઉચરૂં રે,
મારો વણસુણ્યો સાદ શમી જાય રે,
ડુંગર ચઢું ને આભ ઉતરૂં રે!

હું તો દીવા કરૂં ને જગત નીરખું રે,
એના ઓળા પડે નહિ ક્યાંયરે,
ડુંગર ચઢું ને આભ ઉતરૂં રે!

હું તો વીજે ઝુલું સમુદર ઉછળું રે,
મારા સોણાં સરી સરી જાય રે,
ડુંગર ચઢું ને આભ ઉતરૂં રે!

હું તો ચાંદા સૂરજ ઉગું આથમું રે,
એનાં ઉગમણાં તેજ ના ભળાય રે!
ડુંગર ચઢું ને આભ ઉતરૂં રે!

[ રા. સ્નેહરશ્મિ ]

## સ્નેહરસણાં

( ઢાળઃ સરોવરે પાણીડાં ગઇ'તી, સાહેલડી! )

ચન્દનતલાવડીને તીરે, સાહેલડી !
પાણીડાં ગઇ'તી ઉઘડતે વ્હાર;
ન્હાણુાંનાં નીતરેલ નીરે, સાહેલડી !
દીઠડાં કાંઇ કાંઇ કૌતુક ઓરઃ ચન્દન૦

જળને ઝોલે જળદેવી, સાહેલડી !
ઝુલે ઝુલે ને સ્નેહલીલાં લખે;
દિલડાંની વાત કોને કહેવી ? સાહેલડી !
માને તો મારી એક કથની કથેઃ ચન્દન૦

સન્ધ્યાનો ચંદ ચડ્યો રમણે, સાહેલડી !
પોયણે પોયણે રજની રમે;
કમલિની વિલાતે વદને, સાહેલડી !
જોતી ને રોતી જળખોળે નમેઃ ચન્દન૦

ઉગી ઉષા ને ડૂબી સન્ધ્યા, સાહેલડી !
કિરણે કિરણે કમળો ખીલે;
ચકોર પોયણાં ને ચન્દા, સાહેલડી !
સૂતાં વ્હુરેડને પ્રકાશસલીલેઃ ચન્દન૦

ઓળચ્યો ઘડુલો મ્હેં તો નીરે, સાહેલડી !
　　　　નીરે કમળોની કુંળી છાયા ઢળે;
જોતી ને મ્હોતી સરતીરે, સાહેલડી !
　　　　તીરે કાયાના પડછાયા પડેઃ ચન્દન૦

ચડતી ભરતીના ભાવે, સાહેલડી !
　　　　બેડલું ભરી સંચરતી, સખિ !
ઉડતો મકરંદ આવે, સાહેલડી !
　　　　ઉઘડે ઉરપાંખડી નાથ નીરખીઃ ચન્દન૦

આજે સરોવર કાંઠડે, સાહેલડી !
　　　　સાંભર્યાં ને ઓસર્યાં સ્નેહરૂસણાં;
વ્હાલ વ્હાલમનાં આંગણે, સાહેલડી !
　　　　હૈડાં ભરી ભરી લીધાં મીઠડાં. ચન્દન૦

[ રા. કેશવ હ. શેઠ ]



# આંગણે તલાવડી.

( ઢાળ: સરોવર પાણીડાં ગ્યા'તી, સાહેલડી ! )

મ્હારે આંગણે સુંદર તલાવડી,
તેમાં છળછળિયાં પાણી થાય.

હું ને નાહોલિયો રમવાને જઇએ,
આછાં આછાં નીર ડહોળાય. મ્હારે૰

હળવે, નાહોલિયા ! હળવેથી હીંડજે,
કુંળાં કુંળાં મીન કચરાય;

શોભા અમારી ન્હાની તલાવડીની,
મીન કચરાયે ખંડિત થાય. મ્હારે૰

ઉગ્યાં કમળિયાં ને શોભે તલાવડી,
મ્હારૂં મનડું લળી લળી જાય;

મ્હારા રે સમ ત્હને, વ્હાલા નાહોલિયા !
કમળ કુંળાં ના ચૂંટાય. મ્હારે૰

મ્હારી તલાવડીએ સન્તોને નોતરૂં,
મ્હારાં આંગણાં પાવન થાય;

હું ને નાહોલિયો હેતેથી પૂજશું,
અમારાં હઇડાં પાવન થાય. મ્હારે૰

[ રા. ગિરીશ. ]



# ચન્દ્રિકાનો રાસ

( ઢાળ : સરોવરે પાણીડાં ગઇ'તી સાહેલડી ! )

સંધ્યાસીમડીએથી સૂતેલી રજની
કાળાં અંબર ધરી આવી, હો બ્હેન !
નક્ષત્રનાં વૃન્દને ઝીલવતી વન્દનો
ડોલંતી ચન્દ્રિકા દેખાણી, હો બ્હેન !
પિયૂષની અંજલિઓ ખાઇ જગતને
રજનીની વાડી અજવાળી, હો બ્હેન !
ગરબો ચગાવતી શી રૂપલિયા ચોકમાં !
લેતી તારલીઓથી તાળી, હો બ્હેન !
નયણાંનાં તેજ એનાં રમે કુંજછાયામાં,
ફૂલડાંપાંદડીએ એ હીંચતી, હો બ્હેન !
દિશદિશનાં દ્વારગોખ દૂધેથી ધોળતી,
ઉર્મિઓની શીતધાર સીંચતી, હો બ્હેન !
ગગનઝરૂખે જરી વારવાર બેસી
વાદળીની વેલને નિહાળતી, હો બ્હેન !
જીવન સંકેલી ધીમા સંયમને સ્હોડીયે
ઉરને સોપાન સ્વર્ગ સાંચરે, હો બ્હેન !
પવનપાવડીએ એ જૂએ ત્રિલોકને,
યુગના અબોલ સાદ સાંભળે, હો બ્હેન !
ચંદ્રિ ! વરસાવ તારૂં અંતર અમૃતસર,
આત્માના દીપ મહીં રોપજે, હો બ્હેન !

[ રા. ઇન્દુ ]

# આત્મગુંજન

( ઢાળઃ સરોવરે પાણીડાં ગઇ'તી, સાહેલડી ! )

મેઘલી રાત, મહીં ધ્રુવ તણો તારલો<br>
ચમકે ગગનગુહા ભેદી જી રે;

જુગજુગના જોગી શો એકાકી હંસલો<br>
નિરખે પ્રકાશરેખ એવી જી રે. મેઘલી૦

ઘેરૂં આકાશ, ઘેરીઘેરી વાદળિયો,<br>
નમેરી નિશમહીં મ્હાલવાં જી રે;

ઘનને ઘેરેલ ગોખ રૂપેરી ચાંદલો<br>
ચમકે તે દિશ મારે ચાલવાં જી રે. મેઘલી૦

ભરતી ને ઓટ સ્વલ્પ સિન્ધુના ઉભરા.<br>
ડોલતી ને દ્રીઠ દીપદાંડી જી રે;

ભડકા ને છાંય–વૃષ્ટિ મધ્ય ગિરિ ગાજતો,<br>
નિગ્રહસમાધિ એમ માંડી જી રે. મેઘલી૦

તૂટો, એ આભ ? ખૂટો ધરતીના રસકૂપ,<br>
ધીકો દિગન્ત ! કાળવીજે જી રે;

પ્રલયને પૂર સ્વયંનૂર તરે હંસલો,<br>
સનાતન સત્યથી જ ભીંજે જી રે. મેઘલી૦

[ રા. કેશવ હ. શેઠ ]

## પુનમની  રાત

પુનમની રાતડી રે લોલ !
સખિ ! જામે અખંડ કલ્લોલ:
ઝીલો સૃષ્ટિનો રાસ કો અબોલ: પૂનમની૦

**સાખી:** ચંદ્ર ખીલે હઈડું ખીલે, ટપકન્તી અમીધાર:
પ્રાણે પ્રાણ પ્રફુલ્લતા, પસરે પ્રભુ સંસાર,
સખિ ! ઉછળે ને તાલ દે અખંડ;
સ્નેહભરતીનાં મોજાં પ્રચંડ: પૂનમની૦

**સાખી:** તારલિયા ચમકે ઝીણું, ન્હાતા સાયર નીર:
કુંજ થકી સરતો ધીમો શિતલ સુગન્ધ સમીર.
સખિ ! ઉડિયે પ્રકાશને પ્રદેશ;
ફુટે પાંખો તો ઉડિયે હમેશ: પૂનમની૦

**સાખી:** ઉજ્જવલ સારસજોડલાં ઝુલે ઉરહિન્ડોળ:
એવાં રસઘેલાં સખિ ! રાસ રમન્તા ગોળ,
સખિ ! એવો કો જીવનસુવાસ
વિશ્વભરમાં જગાવે ઉલ્લાસ: પૂનમની૦

[ રા. મંજુલાલ ર. મજમુદાર ]

# ડુંગરોમાં બોલે છે મોર



કાળી કાળી વાદળીમાં વીજળી ઝબૂકે;
મેઘ કરે ઘનઘોર;
ડુંગરોમાં બોલે છે મોર.

પિયુ પિયુ ઝંખતા ઝૂરે પપૈયા;
કોરે કાળજડાંની કોર;
ડુંગરોમાં બોલે છે મોર.

દૂર દૂર દેશથી મેઘજી પધાર્યા;
નાઠ્યો એ ચિત્તડાંનો ચોર;
ડુંગરોમાં બોલે છે મોર.

રસિયો રસરાજ કોઇ બંસરી બજાવે;
પીડે વાંસલડીનો ઘોર;
ડુંગરોમાં બોલે છે મોર.

ઝરમર ઝરમર મેહુલો વરસે;
ભીંજે મારા સાળુડાની કોર;
ડુંગરોમાં બોલે છે મોર.

થનગન થનગન મોરલો નાચે;
નાચે એ ચિત્તડું ચકોર;
ડુંગરોમાં બોલે છે મોર.

નદીઓનાં નીરપૂર હેલે ચ્હડયાં આ;
હૈયે ઉભરાય રસહિલ્લોલ;
ડુંગરોમાં બોલે છે મોર.

[ રા. દુર્લભજી ભ. જોષી. ]

---

## રસરેલ સખિ ? કયારે રેલાવશો ?

રસની રસરેલ સખિ! કયારે રેલાવશો?
રેલીને રસમાં ડૂબાવશો? સાહેલડિ! રસની

**સાખી:** હૃદયે રસભક્તિ ભરી, પ્રભુતા પૂરી પૂર!
આત્મોજસ અણુમુલ વડે, પ્રકટાવી કાંઇ નૂર!

એથી જીવન કયારે વિશ્વનું ઉજાળશો?
ચેતના નવિન જગાડશો! રસવેલડિ! રસની.

**સાખી:** પવિત્રતા ને પ્રેમના પરાગ રસતા પ્રાણ!
અજવાળે જગહૃદયને પૂણ્યકિરણ રસભાણ!

એવાં રસલ્હાણે વિશ્વ સ્વર્ગ શું સુહાવશો?
માનવને દેવ બનાવશો? અલબેલડિ! રસની.

સાખી : સ્વદેશ રસ રેલાવતાં, માતૃચરણ થઇ લીન,
આત્માને પ્રભુમય કરી, બજાવી તું-તું બીન;

જાગી-જગાડી જગત ઐકયથી રસાવશો !
ઘર ઘર રસહેલી મચાવશો ! ઓ ઘેલુડિ ! રસની.

સાખી : લક્ષ્ય ધરી ૐકારનું, પૂરક-રેચક-પ્રાણ !
કુંભક ધરને સ્થાપતાં બ્રહ્મરંધ્ર એંધાણ !

યોગિની બનીને ક્યારે વિશ્વને ઉધ્ધારશો !
'મણિમય' પ્રભુને પમાડશો ! સાહેલડી ! રસની.

[ શ. પાદરાકર ]



# અળખામણી પૂર્ણિમા

ચંદા ઢોળાઇ જગ ચોકમાં રે લોલ,
મ્હારે હૈડે હુતાશ ના હોલાય રે;
ઉગી પૂનેમ અળખામણી રે લોલ

સરખી સુન્દરી સંગે નીસરી રે લોલ,
એના હૈયાં રસે છલકાય રે;
એને પૂનેમ રળીઆમણી રે લોલ

મધ્યાન્હે ધોમ તાપ ઝીલતાં રે લોલ,
મ્હારે ખેતરમાં કાપણીનાં કામ રે;
થાક્યાની ગોદ મીઠી રાતડી રે લોલ—

સરવે સુન્દરી સુખે મ્હાલતી રે લોલ,
એને રાત રાસઝીલણનાં કામ રે;
ઉજવે ઉમંગભરી રાતડી રે લોલ—

ભૂખજવાળા જીભ મોટી કાઢતી રે લોલ,
શેણે પ્રગટે અંતરીયે ઉલ્લાસ રે?
અગની શી શાંત શીળી ચાંદની રે લોલ—

પૂર્ણિમા! સદૈવ સગી સુખીની રે લોલ,
અમો દુઃખીની અંધારી રાત રે;
પૂર્ણિમા અમારે અળખામણી રે લોલ—

રા. શકુન્ત રાવળ.



# નીતિની સાડી

પહેરની પહેરની પહેરની રે,
એની નીતિની સાડી પહેરની—ટેક.

ખરા કસબ ને ખરા કસબની;
ભાતો ખીલી અખ્ખેરની રે,—એની.

સાડીની શોભા સાચી ટકે છે;
જૂઠી આ લુગડાં ઝવેરની રે,—એની.

સાડી રૂડી ઘટ હીરે વણી છે;
ભારે વજનમાં શેરની રે,—એની.

સાડીની ઠંડક સુધા સરીખી,
નહીજ લાહ્ય કંઈ ઝેરની રે,—એની.

સાડી શીતળથી આંખો મિચાએ;
કહું શી વાત હું લહેરની રે,—એની.

સાડી તે સારૂં નરસું સુઝાડે,
વીના તે વાત અંધેરની રે,—એની.

એ સાડીનું મૂલ ન થાયે;
પેરે ખસે વાત વેરની રે,—એની.

નિતિની સાડી આપે ઇચ્છેલું;
પેરી પાલવ ખંખેરની રે,—એની.

(સ્વ. નર્મદ)

# ખાદી સાડી

( માલણ ગુંથી લાવ ગુણીયલ ગજરો...ઢાળ )

સખિ ! ક્યારે ઓઢશો ખાદી સાડી<br>
હાથે કાંતી વણી હોય જાડી.... .... .... સખી.

ત્હારો અણીયો ગુલાબી વાયલનો,<br>
ચોળી ફેશનની રંગ છાયલનો;<br>
હવે ત્યાગી દો મોહ મલમલનો.... સખી.

ફસ્યો ફેશને દેશ બીચારો,<br>
પરતંત્ર થયો હિંદ પ્યારો;<br>
દશા દેશની સજની વિચારો. .... .... સખી.

જાય નાસી પવિત્રતા પ્યારી,<br>
મર્યાદા લોપાય ત્હમારી;<br>
એથી જાડી ખાદી વધુ સારી.... સખી.

સાદે વેશે જીવન જો જીવાયે,<br>
નારી જન્મ સફળ કહેવાયે;<br>
સેવા દેશની સહજ કરાયે. .... .... સખી.

ત્યજો મોહ ફેશનની ખુમારી,<br>
રહે દેશમાં લક્ષ્મી તમારી;<br>
ધર્મ કુળવટ લજ્જા સંભારી.... સખી.

ખાદી વસ્ત્ર સ્વદેશી ધારો,<br>
શિયળ ધર્મ નિતિને સંભારો;<br>
સાચા 'મણિમય' સુતર તારો. .... .... સખી.*

[રા. પાદરાકર.]

---

* ટુંક સમયમાં પ્રગટ થનાર 'મંગળસત્ર' માંથી.

# પતિવ્રત પાળજે રે

(કામણ દીસે છે અલબેલા ત્હારી આંખમાં રે... ઢાળ)

બ્હેની! સ્નેહરંગ આનન્દે નિત્ય મ્હાલજે રે,
પતિવ્રત પાળજે રે—બ્હેની!

ભારતીની પુત્રી તું રૂડી,
સહે અનુપમ દુખડા, ધીરી.
તદપિ મિઠડે મુખડે તુજ સ્મિત રાખજે રે,
વિમળ પ્રીતી ઝાંખજે રે—બ્હેની!

ધર્મશાસ્ત્રની અદ્ભુત વાણી,
સર્વ પંથમાં નીતી પ્રમાણી.
દિવ્ય યુગ્મ તુજ પતિ તુજ કેરૂં સુહાવજે રે,
શિયળમાં રાખજે રે—બ્હેની!

અનેક લાલચ તુજને નડશે,
પ્રેમ માર્ગમાં કંટક પડશે.
જગદીશ્વર પર શ્રધ્ધા સારી રાખજે રે,
તરીને તારજે રે—બ્હેની!

નિર્બળતા હૃદયેથી ઉતારી,
વિચાર ને આચાર સુધારી.
પતિઉર વિરમી સંતોષે સુખદા થજે રે,
પતિ પ્રભુ માનજે રે—બ્હેની!

માતુ આપણી ભારતી જોતી,
ખિન્ન ગાત્ર આંસૂડાં લ્હોતી.
પૂર્વ સ્થિતિ આહ્લાદક ગઇ ક્યાં એની છે રે,
અંતરમાં દહે રે—બ્હેની

વ્હેમ, કુસુંપો કલેશ કપાવી,
ગૃહમન્દિર સુખવાડી બનાવી.
દિન નબળાસાં આત્મ ઉદ્ધાર તું ધારજે રે,
ખરૂં તુજ રૂપ તે રે—બ્હેની!

મૂર્ખ રૂઢિનાં બન્ધન તોડી,
સુનીતિ, લજ્જા, સુવ્રત જોડી;
નિજ બાળક-બુદ્ધિને વૃતિ ખિલાવજે રે,
ઉદયની આશ એ રે—બ્હેની!

શોક તિમિરની જ્વાળા ત્હારા,
કુટુમ્બમાં કરી શાન્ત, સૌખ્યદા;
તનમન આત્મોદ્ધાર સુધારા હાથ લે રે,
જનનિ ભૂમિ રક્ષજે રે—બ્હેની!

(સ્વ. વિન્દુભાઇ જસવંતરાય)



## પનઘટ

માથે ઘડુલા લઈને સજની;
પાણીડાં જઈએ રે,—સજની૦

ઉજળાં ઉજળાં બેડુલા સજની;
માથે તે લઈએ રે,—સજની૦

માથે ઇંઢાણી શોભે સારી;
ઉજળાં બેડાં ઉજળાં વારી.
સોહે જળ ભરનારી,—સજની૦

ધીમું બોલી ધીમું ચાલી;
એક હાથે બેડું સંભાળી.
ડગ ભરતી પનીહારી—સજની૦

પનઘટ પરની શોભા સારી;
પાણી ભરતી સૌ પનીહારી.
આવે સૌ મલકાતી—સજની૦

હસી હસી તાળીઓ આપી;
અંતરની વાતો સંભળાવી.
ઘેર જઈ પનીહારી સજની
સુખીઆં તો થઈએ રે—સજની૦

[ રા. સુળસુખલાલ દિવાન. ]

## ચન્દ્રિકા

(પુરનો મોરલો હો, રાજ !...ઢાળ.)

રસભરી ચન્દ્રિકા હું બ્હેન !
નભમાં ચમક ચમક ચમ ચમકું;
સુન્દર ચન્દ્રિકા હું બ્હેન !

છલોછલ અમૃતભરી હું બ્હેન !
જગ પર ટપક ટપક ટપ ટપકું;
જગની ચન્દ્રિકા હું બ્હેન !

વાદળીમાં છુપાઉં બ્હેન !
ભીતરથી પણ ઝબ ઝબ ઝબકું;
સુપ્રભ ચન્દ્રિકા હું બ્હેન !

રસભર હ્રુદયપથે પણ બ્હેન !
પાવલે ઠમક ઠમક ઠમ ઠમકું;
ઉરની ચન્દ્રિકા હું બ્હેન !

ચિન્મયચન્દ્રિકા હું બ્હેન !
સૌના અંતર ઝળહળ ઝબકું;
જીવન ચન્દ્રિકા હું બ્હેન !

(શ્રી. ઉપેન્દ્રાચાર્ય.)

## અદ્વૈતવાત આપણી

( ઢાળ : ઓધવ ! નંદનો છોરો તે નમેરો થયો જો ! )

વ્હાલા ! ભૂલ મા અદ્વૈતવાત આપણી જો !
જોગી–જ્ઞાની જપે છે રસણાવની જો ! વ્હાલા૦

માયા લક્ષ્ય ને પુરૂષ તે અલક્ષ્ય છે જો !
એની ગાંઠથી સંસાર આ સમક્ષ છે જો ! વ્હાલા૦

એના સ્નેહનું અદ્વૈત રસપૂરમાં જો !
માયા વળગી રહી જ બ્રહ્મઉરમાં જો ! વ્હાલા૦

વ્હાલા ! પ્રીત તણી રીત એવી જાણજે જો !
અલખ જ્ઞાની ! લખ લાખ રસ માણજે જો ! વ્હાલા૦

[ સ્વ. ગોવર્ધનરામ મા. ત્રિપાઠી ]

---

## દિવ્ય સુન્દરીઓનો ગરબો

( ઢાળ : લોચનમનનો રે કે ઝઘડો લોચનમનનો. )

તેજે ઘડયાં અમ અંગ, અમોલાં તેજે ઘડયાં છે;
કરિયે ન તિમિરનો સંગ, તિમિર અમ વેરી ઠર્યાં છે.

**સાખી:** દિવ્ય લોકમાં ઘૂમતાં ફરિયે સહુ રસભેર;
ને પ્રેમે કંઇ રેડિએ,
મર્ત્યલોકે અમીની સેર,
અમોલી સેર અમીની. તેજે ઘડયાં૦

**ચંદા** સાખી: "પ્રેમી જોડાં કલહમાં રીસાએ ક્ષણ વાર;
ત્હેનાં હૃદયે રેડતી

ચંદા હું પ્રેમ–અમીની ધાર,
રસીલી ધાર અમીની." તેજે ઘડ્યાં૦

**ચંદા** સાખી: "મુગ્ધા સૂતી અગાશિયે ચિન્તનમાં ડ્હોળાય;
સીંચી ત્હેના હૃદયને
ખિલવું પ્રેમકળી હું કાંઇ,
ઉજળી શી પ્રેમકળી હું." તેજે ઘડ્યાં૦

**શુક્રતારા.** સાખી: "હાસ કરતું આકાશમાં નિરખે ન્હાનું બાળ;
ત્હેને હૃદયે રોપું હું
શુક્રતારા કવિત્વ રસાળ,
અતિ ગૂઢ બીજ કાવતનું." તેજે ઘડ્યાં૦

**શુક્રતારા.**
સાખી: "હૃદય વિકસી કવિજન ઉભો, નિરખે અનિમિષ નેન;
ત્યહાં ઝરતી હું પ્રેમથી
કાંઇ કવિતસરિતનાં વ્હેણ,
કવિતની દિવ્ય સારતનાં." તેજે ઘડ્યાં૦

**તારાસખી.** સાખી: ચિત્રકાર કવિમિત્ર જે ઉભો ફલક સમીપ,
તત્વદર્શી ત્હેને હૃદય
પ્રગટાવું હું પ્રતિભાદીપ
પૂર્યો દિવ્ય દીપ અમીએ." તેજે ઘડ્યાં.

**ત્રણેગગન.** સાખી: હમે તેજનાં બાળ સહુ સીંચીને નિજ નૂર
**સુન્દરી** મનુજહૃદય ગૂંગળાવતું
હરિયે અન્ધ તિમિરનું પૂર,
હર્ષરિપુ પૂર તિમિરનું. તેજે ઘડ્યાં૦

( રા. નરસિંહરાવ ભોળાનાથ દિવેટીયા )

# રઢિયાળી રાત.

( ઢાળ: આવો–આવોને સખિઓ ! આજ રસતાળી પાડી. )

વ્હાલાં ! ઊગ્યો પુનમનો ચંદ્ર, ચાંદની ખીલી રહી;
ઝરે અમૃત રસ આનંદ, પોયણી ઝીલી રહી.

વ્હાલાં ! ઊણી અણોસરી રાત આજ અજવાળી થઇ;
કેવી ચકોરી થઈ રળિઆત ચંદ્ર નિહાળી રહી !

વ્હાલાં ! સરિતામાં સાગરપૂર મસ્તી ખેલી રહ્યાં;
શાં ધરતીએ આભનાં નૂર ઉજળાં રેલી રહ્યાં !

વ્હાલાં ! ચંપો ને નાગરવેલ મીઠડી વાતો કરે;
લઇ સંગ સોહાગણ ઢેલ મોરે પુલાતો ફરે.

વ્હાલાં ! સારસડાંની જોડ સુંદર શોભી રહી;
એ તો કંઇ કંઇ કરતી કોડ મનડાં લોભી રહી.

વ્હાલાં ! હંસલા સરવર તીર ચાંચુડી ચાંચે ઘસે;
જોઇ તારલા ઉંડે નીર ગુપચુપ નાચે–હસે.

વ્હાલાં ! મોગરા સંગે વેલ માલતી ફૂલી રહી;
એને ફૂલડે કરતી ગેલ ચાંદની ઝીલી રહી.

વ્હાલાં ! વાયુ મધુરા સાથ વાદળી ફેરા ફરે;
જુવો, એને પાલવડે નાથ તેજનાં ઝરણાં ઝરે.

વ્હાલાં ! શી રઢિયાળી રાત ! રૂપમાં માતી નથી;
આજ પિયુ ! હું તમ સંગાથ ફૂલી સમાતી નથી.

[ શા. ત્રિભુવન ગૌ. વ્યાસ. ]

## હીંચકાની દોર.

કોણે હીલોળી આ હીંચકાની દોર?
મારી કોણે હીલોળી હીંચકાની દોર?
નિરાંતે ઝુલતી'તી એકલી આનંદમાં,
કોણ મારે મંદિરિયે પેઠો એ ચોર? મારી૦

ફંગોળો નાંખ્યો તે પૂગ્યો છે આભમાં,
દોર તુટે એટલું કીધું તે જોર. મારી૦

હૈયું જો ધ્રબકે છે મારૂં, સાહેલડી!
કંપે છે થરથર કાળજાની કોર! મારી૦

બ્રહ્માંડ ડોલતું દેખું છું ફેરમાં,
ચસક્યું હા! ચિત્તડું રહે ન ઠોર. મારી૦

શાણી સહિયર! કોઇ હાથ ઝટ ઝાલજો.
હળવે ઉતારજો હીંચકાનો તોર. મારી૦

[ રા. ત્રિભુવન ગૌ. વ્યાસ ]

---

## બ્રહ્મ–બંસરી.

ઘેરી મધુરી શી દુર દુર ગાજે
અનંત બ્રહ્મ—બંસરી!
નાદ શ્રવણ સૂણતાં સખી રે.
પ્રાણ પરવશ થઇ જાય; બ્રહ્મ–બંસરી. ઘેરી૦

દોડું હું દેખવા બારણે, ત્યાં,
આંગણિયે ધ્વનિ થાય; બ્રહ્મ-બંસરી. ઘેરી૦

આંગણ આવું ઉતાવળી, ત્યાં,
મંદિરિયે લહેકાય. બ્રહ્મ-બંસરી. ઘેરી૦

મંદિરિયે જઈ પેખતી, ત્યાં
મુજ ઉરમાં સંભળાય; બ્રહ્મ-બંસરી. ઘેરી૦

અંતરમાં જ્યાં સાંભળું, ત્યાં,
અખિલ જગતમાં ગાય; બ્રહ્મ-બંસરી, ઘેરી૦

દૂર અતિ દૂર, તોય પાસવે રે,
અણુ-અણુમાં ઉભરાય. બ્રહ્મ-બંસરી. ઘેરી૦

સૂરતથી એ સાંભળે, તે
મસ્ત મગન થઇ જાય; બ્રહ્મ-બંસરી ઘેરી૦

(રા. ત્રિભુવન. ગૌ. વ્યાસ)

---

## ઉષા *

(ઢાળ: નાગર વેલીઓ રોપાવ)

રૂપેરી ઓઢણી સોહાય:
ઉષા ઊતરે જોને!

એના તેજ જો ઢોળાય:
ઉષા ઊતરે જોને!

---

* રાસ નિકુંજમાંથી.

ધીમાં પગલે ચાલે કે કુમકુમ નાંખે વ્હાલે;
એનાં હાસ્ય જો વેરાય:
ઉષા ઊતરે જોને !

આભલિયાથી આવે કે સાથે કૈં કૈં લાવે;
સુધા છાંટણાં છંટાય:
ઉષા ઊતરે જોને !

મૂર્તિ મધુરી કેવી કે દર્શન કરિયે દેવી;
પ્રાણે ચેતના સ્ફુરાય:
ઉષા ઊતરે જોને !

[ રા. મૂળજીભાઈ પીતામ્બર શાહ. ]

---

## મીઠડાં જીવન લ્યો, જીવન લ્યો !

( સુન્દર વેણુ વાગી, વેણુ વાગી...ઢાળ )

મીઠડાં જીવન લ્યો, જીવન લ્યો !
લ્યોને ભરતભૂમિનાં નરનાર રે ! મીઠડાં૦

ઝરે વેગે ઝળકન્તાં ને ઉજળાં,
ધર્મધેનુનાં દૂધ અમિધાર રે. મીઠડાં૦

ધેન સેવે શ્રી સ્વામિનીજી સોહ્યલાં;
નીર પડે પ્રભુજી જળધાર રે: મીઠડાં૦

ગોપગોપિકા ઝિલન્ત દેવી તેજીલાં;
કનકકળશે વહે અનંત ધાર રે: મીઠડાં૦

રસઝરણે કુંજનવન ભીંજીયાં;
સર્યા કાલિન્દીમાં સુધાર રેઃ મીઠડાં૦

સકળ વિશ્વમાં વિલોલ રમે રંગીલા;
લહે પાન એનું અમર જીવનધાર રે. મીઠડાં૦

પીયો, પારસી, ઇસ્લામી, આર્ય બાલુડાં;
પ્રીતે બ્રીટનનાં પીજો કુમાર રેઃ મીઠડાં૦

પૂરવ્હેણે ઝુલેલ ઉરપુલડાં,
નન્દનન્દન કંઠે સુહાય હાર રે. મીઠડાં૦

[ રા. રામમોહનરાય જસવંતરાય ]

## સ્વયંવર–સોહાગણ

[ પૂછશો મા, કોઇ પૂછશો મા...એ ઢાળ. ]

આવશો મા, જીરે! આવશો મા,
જમના–જાહ્નવીનાં વ્હેણ આડે આવશો મા:
શ્યામ આથમતી રે'ન આડે આવશો મા: આવશો૦

ઉઘડે છે દર દૂર દિવાકર આભલે;
સાંધે પંકજ ત્યાં પાંખ, આંખે લાવશો મા: જમના૦

બ્રહ્મનાં વિહારી, કાચી કાયાનાં પૂતળે
કાચ–કંચન શો મેળ મઢયે ફાવશો મા: જમના૦

હૈયાને હોજ રોજ મ્હાલતી હરિણી;
એની વાટે કંટક કોઇ વાવશો મા: જમના૦

સૌન્દર્યે અન્ધ, સ્થલ સ્નેહના શિકારી,
કનક, રૂઢી, કુળ—આપે ચઢાવશો મા: જમના૦
ગોઠડી ગોઠેલ એક આતમની વેણુએ
અસથાં બસૂરા સૂર સંભળાવશો મા: જમના૦

આવશો મા, લોક! આવશો મા:
જીવનનૌકાની વ્હારે આવશો મા:
સ્વયં પરખ્યો સૂકાની, સતાવશો મા: જમના૦

(રા. કેશવ હ. શેઠ)

---

## બ્હેન મારાં ઝૂલોને, ઝૂલોને.

[ મીઠડાં ગોરસ લ્યો, ગોરસ લ્યો....એ ઢાળ ]

બ્હેન? મારાં ઝૂલોને, ઝૂલોને.
હાંરે? તમે સતીઓના પગલે પરવરજો,
હાંરે? દીન ભારતનાં દુઃખડાં હરજો;
હો બ્હેન? મારાં ઝૂલોને, ઝલોને.
હાંરે? એની દેવી દયાની અમી ઝરજો,
હાંરે? ભારત ભૂમીને સ્વર્ગશી સુહવજો.
હો બ્હેન? મારાં ઝૂલોને, ઝૂલોને.
હાંરે? સીતા દમયંતીના પ્રભાવ પાડી,
હાંરે? જગે ખીલવો પ્રતિષ્ઠા વાડી;
હો બ્હેન? મારાં ઝૂલોને, ઝૂલોને.
હાંરે? એની લક્ષ્મી કુટુંબને ઉજાળો,
હાંરે? એની જનની જગતને દીપાવો;
હાંરે બ્હેન? મારાં ઝૂલોને, ઝલોને.

[ રા. સીતારામ શર્મા. ]

# જીવનનો આદર્શ

(ઢાળ : ખમ્મા વીરાને જાઉં વારણે રે લોલ)

જગના આ ગાઢ અન્ધકારમાં રે લોલ,
જાણે ઝળહળતી જીવનજ્યોત જો :
એવાં જીવનિયાં સખિ! જીવજો રે લોલ.

જગના કંઇ ક્લેશમય પ્રદેશમાં રે લોલ,
ઘડીભરનો પણ બની વિનોદ જો :
રસમય જીવનિયાં સખિ! જીવજો રે લોલ.

જગના આ ઉખર મહારાનમાં રે લોલ,
આણુપ્રદ થઇને સુધાસ્રોત જો :
સજીવન જીવનિયાં સખિ! જીવજો રે લોલ.

જગની કંઇ અવનવી પ્રીકાશમાં રે લોલ,
જરી પણ સહીં થઇને ઓતપ્રોત જો :
સાકર સમાણાં જીવન જીવજો રે લોલ.

જગના નિપાતકર પ્રસંગમાં રે લોલ,
મોહ પ્રસંગે ધરી નિરોધ જો :
સંયમી જીવનિયાં સખિ! જીવજો રે લોલ.

(શ્રી. ઉપેન્દ્રાચાર્ય)



# બ્હેનીના વીરાને!

( સારંગ )

વીરા જન્મધરી જનની કુખ ઉજાળજો રે!
દીધા કૉલ કુખે તનમનથી પુરા પાળજો રે! વીરા.

સત્ય--નીતિ—સર્વોતમ જીવન!
પ્રેમ—ભક્તિનું નવલું ચેતન!
રગ રગ અંતર નિરંતર ઉભરાવજો રે! વીરા.

જનની—જન્મભુમિ સુખ ઉજ્વળ!
પ્રસરાવી કર્તવ્ય પરિમલ.
સ્વર્ગથકી સર્વોત્તમ જગત્ રે! વીરા.

હું–તું ભેદ બધા ય વિસારી,
આંતર ક્લેશ વીરા એ વારી.
માતૃભક્તિ સેવનના મંત્ર ગજાવજો રે. વીરા.

પ્રભુભક્તિથી પ્રભુ રીઝવજ્યો!
માત–તાત ચરણે જઇ ઠરજ્યો!
વિશ્વતણી સેવાનાં હાસ્ય ઉછાળજ્યો રે! વીરા.

ઉષા ભાવિ ઉજ્વલ આંશાની,
તુજ નયને એ વીર છલકાતી.
પૂર્ણ કરી માનું મુખડુ અજવાળજ્યો રે! વીરા.

ચીરાયુ હો ચમકીલા તારા!
ભાવિ હિન્દના શૂર સિતારા!
'મણિમય' વીરલા જન્મ સફળ જગ કહાવજોરે. વીરા.

( રા. પાદરાકર. )

# બાલ નયનામૃત

(ઝીણા ઝરમર વરસે મેહ...ઢાળ)

બાલનયને અમૃત છલકાય—
સખિ જાણે ઝીલ્યાં કરૂં!

મ્હારાં ઉરમાં આનંદ ઉભરાય!
ઓહો જાણે પીધાં કરૂં!

કુસુમકલિસમ બાલ નયનમાં, પ્રેમ ભક્તિ ઉભરાય રે!
મીઠા મરકલડે રસસાગર, પ્રભુ કૃપાના લ્હેરાય! સખિ.

બાલ છતાં બાલુડાં નયને, ઉજ્વળ નવલું નૂર રે!
અભેદ ભાવતણું ઉભરાતું, પ્રભુ પ્રેમનું પૂર! સખિ.

પંકજ પાંદલડીના ખૂણે, વત્સલતા વિશ્રામ રે!
લેખ લખાયા ગૂઢ ઉકેલે, માતપિતા આરામ! સખિ.

બાલ નયન ગંગા રેલવતી, પ્રભુ પ્રેમામૃત ધાર રે!
ઝીલંતાં ડૂબે જગ સઘળું, 'મણિમય' જીવનાધાર. સખિ.

(રા. પાદરાકર.)

## રે હરીરસ-અમૃત લ્યો, અમૃત લ્યો.

રે હરીરસ-અમૃત લ્યો અમૃત લ્યો.
સરે સ્વર્ગધારાનાં ક્ષીર રે,
હરીરસ-અમૃત લ્યો, અમૃત લ્યો.
ગોરસ કરતાં મોંઘો અમીરસ
મોંઘાં તેનાં મૂલ્ય રે!
વીરા! વધાવી વિશુધ્ધિને પ્યાલે,
પ્રેરો પરમ મૂર્તિને મંદિરે રે.
સરે સ્વર્ગ ધારના ક્ષીર રે,
હરીરસ-અમૃત લ્યો, અમૃત લ્યો.
હરીના હૈયાનું મંથન અમૃત,
આકાશ આંખથી રેલે રે.
સ્વર્ગ સદાવૃત સંસારે સ્થાપ્યાં,
પીયો પીયો પ્રભુજીનાં નીર રે;
સરે સ્વર્ગ ધારનાં ક્ષીર રે,
હરીરસ-અમૃત લ્યો, અમૃત લ્યો.
સ્વર્ગનાં ફૂલનું મધુ અમીરસ
દેવ પટલમાં પ્રેર્યું રે
મજનવેદિ ને નૃત્ય હવિયે
વહે વહે ચીરી નભચીર રે
સરે સ્વર્ગધારાનાં ક્ષીર રે
હરિરસ-અમૃત લ્યો, અમૃત લ્યો.

(રા. મુલજી દુર્લભજી વેદ.)

# નિગમને નોતરે રસરાજ.

( રૂપલા રાતલડીમાં...એ ઢાળ )

ઉડતી ઉતરે કુમકુમ વર્ણી ઉષા આ આંગણે રસરાજ,
તિમિર જગનાં હણે રસરાજ.
ત્યારે સ્નેહીના સહજીવન મધૂરાં સાંભરે રસરાજ,
ઉષાને નોતરે રસરાજ.

નભ મંડળથી નીતરે, નિર્મળ તેજ ઉઘાડ
ઉઘડે પંકજ પાંદડી, ઉઘડે ઉર કમાડ.

ઉઘડે સૂરજ આંખ અભેદ બ્રહ્મને બારણે રસરાજ,
જગતહિત કારણે રસરાજ.
ત્યારે વ્હાલાંના સહજીવન ઉજ્જવલ સાંભરે રસરાજ,
સૂરજને નોતરે રસરાજ.

લીલી કુદરત લખલખે, મ્હેકે ફુલ તરૂ મ્હોર,
મંદમંદ સમીરણ વહે, શીતલ નમતે પ્હોર.

સારસ કરતાં કેલી સરિતા તટ રળીઆમણે રસરાજ,
સમયે સોહામણે રસરાજ.
ત્યારે પ્રાણ સખાના સ્નેહજીવન સૌ સાંભરે રસરાજ,
સારસ નોતરે રસરાજ.

રંગે ચંચળ રંગથી, સન્ધ્યા સૃષ્ટિ અંગ,
લીલા એ અવલોકતાં, ચઢે અચળ ચિત્તરંગ.

એવું સ્થળ એકાન્ત ગહનના કળવા કારણે રસરાજ,
મંત્ર શુદ્ધ કો ભણે રસરાજ.

ત્યારે રસનાયકના સ્નેહજીવન મધુ સાંભરે રસરાજ,
નિગમને નોતરે રસરાજ.

[ રા. કેશવ. હ. શેઠ. ]

---

## સરિતાને તીર અમે નીસર્યાં રે

સરિતાને તીર અમે નીસર્યાં રે,
સરખી સાહેલડી સંગ જો. સરિતા.

રૂપલા ઈંઢોણી સોના બેડલું રે,
સિંચવા નિર્મળ નીર જો. સરિતા.

સરિતાને તીર પુલવાડીઓ રે લોલ,
અનીલ મંદ મંદ વાય જો. સરિતા.

સરિતાને તીરે કોયલ ટહુકતી રે લોલ,
કરે મીઠા મીઠા ટહુકાર જો. સરિતા.

સરિતાના નીર જરા છાછરાં રે લોલ,
ઝીલ્યાં ઝીલાય નહિં નીર જો. સરિતા.

બેડલું ભરીને સહિયર હસતી રે લોલ,
ઝીલું હું જળને એકલી જો. સરિતા.

( રા. જયંતીલાલ મોહનલાલ ઝવેરી. )

## કુરંગ

( રાજ ! કોઇ વસંત લ્યો...ઢાળ )

મારી લાવો કુરંગ એ રૂપાળો, હો રાજ !
મ્હારૂં મન મોહ્યું, મન મોહ્યું.

કાયા કનકની રત્ને જડેલી,
ચરે એ ડમરાકેરો ચારો, હો રાજ !
મ્હારૂં મન મોહ્યું, મન મોહ્યું.

કસ્તુરી મ્હેક મ્હેક નાભિમાં મ્હેકતી;
એની સૌરભ ના જાણનારો હો રાજ !
મ્હારૂં મન મોહ્યું, મન મોહ્યું.

નૌતમ લ્હેકે કેવો નાચતો રસિલો;
મારે હૈયે વસ્યો એ રઢિયાળો, હો રાજ !
મ્હારૂં મન મોહ્યું, મન મોહ્યું.

વેલ બુટ્ટામાં મ્હારૂં મનડું લોભાણું,
શીવું કંચુકી, એ હોંસ પૂરી પાડો, હો રાજ !
મ્હારૂં મન મોહ્યું, મન મોહ્યું.

મોંઘો માડીજાયો બંધવો ન મ્હારે,
દૂર પડ્યો પીયરપક્ષ મ્હારો, હો રાજ !
મ્હારૂં મન મોહ્યું, મન મોહ્યું.

મન મનાવો નાથ ! આટલું ન મ્હારૂં,
તો તો એળે ગયો જનમારો, હો રાજ !
મ્હારૂં મન મોહ્યું, મન મોહ્યું.

[ સૌ. દીપકબા દેસાઇ. ]

## આવો આવો વ્હાલાં, સાથે ઉડીએ

આવો આવો વ્હાલાં, સાથે ઉડીએ,
ભોગવવાને કૈં કૈં દિવ્ય વિલાસ જો;
ઉંચાં ઉંચાં તેજોમય આકાશ છે,
ઉંચા ઉંચા આત્માના અભિલાષ જો. આવો
એકલવાયાં ઉડવું સુજને ના ગમે,
ચાહે આત્મા સ્નેહીના સહચાર જો;
ઉણાં ઉણાં સુખ સહુ સુજને લાગતાં,
સ્નેહીજન ના સાથે ભોગવનાર જો. આવો
મ્હારાં છો તે મ્હારાં રહેશો સર્વદા,
બાંધ્યા પ્રભુએ સ્નેહભર્યા સંબન્ધ જો;
પ્રભુનિર્મ્યા સંબન્ધો કરવા સાર્થ કાં
સંચરીએ ના સાથે વ્યોમ અનન્ત જો. આવો૦

[ રા. ચન્દ્રશંકર નર્મદાશંકર પંડયા ]

---

## અંતરના કોયડા ઉકેલશો?

( આવો આવો, પધારો...ઢાળ )

બોલો, બોલો જરી ઓ! જાણભેદુ જોગીરાજ!
અંતરના કોયડા ઉકેલશો.
નભે તારલા ઘૂમે અનંત કૂદડી;
ઝગે ચંદ્ર-સૂર્ય આવા અનેક કૈં;
કહો, ગૂંથી શી રીતે એની ગંથણી? હો રાજ!
અંતરના કોયડા ઉકેલશો-ઉંડા અંતરના.......

કહો વિશ્વ શા ઉદ્દેશથી પેદા કર્યું ?
કરી પેદા છુપાવ કેમ છો, પ્રભુ !
કોઇ હેતુ છુપ્યો ન આનો ખોલશો ? હો રાજ !
અંતરના કોયડા ઉકેલશો–ઉંડા અંતરના.......

વિશ્વ આશ્રમ કહે છે કોક સંતનું;
કોક માયા તણું કહે છે પીંજરૂં;
બોલો ત્યારે હશે ય શું આ વિશ્વ ? સંતરાજ !
અંતરના કોયડા ઉકેલશો–ઉંડા અંતરના.......

કર્તા એક માત્ર સારા બ્રહ્માંડનો;
એકમયતા તો જગે જરી ન જો !
કારણ એનું કહોને કોક સંતજી, હો રાજ !
અંતરના કોયડા ઉકેલશો–ઉંડા અંતરના.......

હેતુ જીવનનો શો ? વળી શો આ વિશ્વનો ?
છુપ્યો અર્થ તો બતાવો કોક સર્વનો !
માત્ર આટલું જરા તો કહોને, જોગીરાજ !
અંતરના પ્રશ્નો ઉકેલશો ?
ઉંડા અંતરના પ્રશ્નો ઉકેલશો ?

[ શ. શરદચંદ્ર મ. મહેતા ]

# સત્યની વીણા

( ઢાળઃ મ્હારી ક્યારીમાં મ્હેક મ્હેક મ્હેકી )

મારા અંતરમાં વીણા કોઇ વાગી, હું જાગી

અહો! રસની ભરી, ભાવની ભરી;

સર્વ વૃત્તિઓ એમાં અનુરાગી, હું જાગી

અહો! રસની ભરી, ભાવની ભરી.

એહ વીણા કેરૂં ઉરે ગાન સુણી ન્યારૂં

શાંત છતાં મસ્ત બન્યું ચપળ ચિત્ત મ્હારૂં;

સંકલ્પ શિઘ્ર માત્ર ત્યાગી હું જાગી

અહો! રસની ભરી, ભાવની ભરી. મારા૦

સુણતાં વીણાનાદ પ્રાણ સહજે સ્થિર થાતાં,

મન બુધ્ધિ આદિ પણ તેમાં વિલાતાં;

સ્વરની લલિત લ્હે લાગી, હું જાગી,

અહો! રસની ભરી, ભાવની ભરી. મારા૦

દિવ્ય પ્રેરણાના રાગ દૈવી રસ રેલાવતાં;

અલૌકિક જ્ઞાન તણાં અંકુરો સ્ફુરાવતાં;

વૃત્તિને કરતી હું વિરાગી, હું જાગી.

અહો! રસની ભરી, ભાવની ભરી. મારા૦

સત્યનું રહસ્ય ને માધુર્ય કંઇ જણાયું,

સુણી વિણાગાન જીવભાન આ વિલાયું;

જીવન બન્યું આ સુભાગી, હું જાગી.

અહો! રસની ભરી, ભાવની ભરી. મારા૦

[ શ્રી. જયંતિદેવી ]



# જ્ઞાન-ગોરસ.

( ઢાળ: મ્હારી ક્યારીમાં મ્હેક મ્હેક મ્હેકી )

કોઇ મીઠડાં, અમૂલાં, અતુલાં, આ જ્ઞાન તણાં,
ગોરસ લ્યો, ગોરસ લ્યો !

ઘણાં મોંઘાં, રસાળાં, સુવાળાં, આ તત્વ તણાં;
ગોરસ લ્યો, ગોરસ લ્યો !

પરમ શુદ્ધ હ્રુદય માંહી દુધ તો ભર્યાં,
ગુરૂએ દીધેલ જ્ઞાન—દધીએ ધર્યાં;
એની બલિહારી, હું એની મહિયારી, કોઇ.
ગોરસ લ્યો ગોરસ લ્યો ! કોઇ૦

કાચા પોચા મારી મટકી ન ઝાંખે;
યુવના સમર્પે તે તો તેની મઝા ચાખે:
ઉરને ઉધ્ધારી દે ભવનને સુધારી, એવાં
ગોરસ લ્યો ગોરસ લ્યો ! કોઇ૦

વિશદ અવિચ્છિન્ન બ્રહ્મ-જ્ઞાન ઉરે રાખો;
ગોરસ ચાખી ગોરસાને ફોડી નાંખો:
લેજો ધીરે ઉતારી મટકી મ્હારી, રસવિહારી ! ભલાં,
ગોરસ લ્યો, ગોરસ લ્યો ! કોઇ૦

[ શ્રી. ઉપેન્દ્રાચાર્ય ]

# આભલે ટમકે નવલખ તારા.

( વનમાં બોલે ઝીણાં મોર,...એ ઢાળ )

આભલે ટમકે નવલખ તારા,
કે તારલે મોતી મઢયાં રે લોલ

આવજો મોતીનાં વીણનારાં
કે વીણતાં જ્યોતિ જડયો રે લોલ

વેગે વીણું ને છાબ જાય છલકી
કે ખોબલે મોતી ભરૂં રે લોલ

મોતીડે ગૂંથી કળાયલ કલગી
કે કલગી કોને ધરૂં રે લોલ

આવશે કલગીનો વરનારો
કે આદર્યાં જુદ્ધે જીતી રે લોલ

આવશે તપસી તારણહારો
કે યુદ્ધની અવધો વીતી રે લોલ

ટોડલે ટમકે એકફૂલ તારો
કે તારલે ધ્રુવજી તપે રે લોલ

એવો મોહન દેશનો દુલારો
કે મુખડે મુક્તિ જપે રે લોલ

[ રા. કેશવ હ. શેઠ ]

# અંતર્જ્યોતિ.

(ઢાળ: મ્હારી ક્યારીમાં મ્હેક મ્હેક મ્હેકી)

મ્હારા અંતરમાં જ્યોતિ એક જાગી, સુભાગી કોઇ.
રશ્મિ ઝીલો, રશ્મિ ઝીલો;

જેની દીપ્તિથી માયા દૂર ભાગી, સુહાગી કોઇ
રશ્મિ ઝીલો, રશ્મિ ઝીલો, મ્હારા૦

રશ્મિ એ અલૌકિક જીવનને ઉજાળતી;
અંતરનાં તિમિરને તે સહજમાં ટાળતી:
પૂર્ણપણે ત્હેમાં અનુરાગી મહાભાગી કોઇ,
રશ્મિ ઝીલો રશ્મિ ઝીલો. મ્હારા૦

જે કાંઇ જેવું છે તેવું બતાવતી,
ભ્રાંતિને ટાળીને સ્વરૂપને જણાવતી:
અન્ય સર્વ આસક્તિ ત્યાગી વિરાગી કોઇ,
રશ્મિ ઝીલો, રશ્મિ ઝીલો. મ્હારા૦

પૂર્ણ અભિમુખતા એ રશ્મિને ઝીલાવે;
તન્મય થાતાં હૃદય જ્યોતિને જગાવે:
સિદ્ધિ સધાવે મ્હોં માગી, બડભાગી કોઇ,
રશ્મિ ઝીલો, રશ્મિ ઝીલો. મ્હારા૦

[શ્રી. ઉપેન્દ્રાચાર્ય]

# માયા તમ મુખડાની મોંઘી જી રે ?

[ થનગન વનમાં નાચે વસંતડો...એ ઢાળ ]

રઢિયાળા રાજવી ? સ્નેહયોગ યોગી ?
માયા તમ મુખડાની મોંઘી જી રે

પુણ્યોદક જાહ્નવી આ જગની ઘૂમંતી,
શા શા ઉત્સવ ધીર ? માણશો જી રે.

સાગર શા રાજ આપ હું તો દ્યોદુહિતાઃ
ઉગું તમ ઉર રસનીતરી જી રે.

ઝૂલું હિંડોલે હણી હાસ્ય રાજ ? મીઠડાં.
નિત્ય નિત્ય નવરૂપ નીરખી જી રે.

મારે દેવદેશ તમ ઉર્મિનાં નિમંત્રણ,
આજું માંહિ અંજનો હું વિરલા જી રે

સયંમ ને શીલ સમાં યોજીએ વિનિમય
ભક્તિને જ્ઞાન રાજ ? ગુંજતાં જી રે.

ગર્જો જી ઘેરાં અદ્વૈતભાવ આપતાં
આત્માનાં ગીતડાં ઉદ્ધારતાં જી રે

સજજ્યોતિ અમૃત અનંત રાસ ખેલતાં
એવાં એ વર્ષો દશ દશમાં જી રે,

[ રા. મંજુલાલ જ. દવે ]

# શરદનો રાસ

આજ મારી ચુંદડીએ
  ચાંદની ચળાય રે,
ચાંદની ચળાય,
  પ્રાણપાંદડી ડગાય રે. આજ૦
અજવાળી કળીઓની
  માળાઓ ઝૂલતી;
ચક્ષુનાં નીલ ફૂલ
  ઢગલે ઢળાય રે. આજ૦
ઢોળાયલું ધવલ હાસ વિધાત્ર કેરૂં
રોપી જશે નવલ બાલમુકુંદ ઘેરૂં;
અપ્સરાનાં બોલ વૃન્દ
  દેવ નૃત્ય માંડે;
ગગન અટારીઓની
  શોભા ઝુલાય રે. આજ૦
સૌન્દર્યના કિરીટ શો અભિરામ ચંદ્ર
ડોલાવતો હૃદય ઉર્મિલી પૌર્ણિમાનું;
જે સાંભળે પ્રથમ મંગલ ઘોળ લગ્ને.
શરદ–વિરાટ કેરો
  પ્રગટ ઉઘાડ ખુલ્યો;
અંતરનો એક રંગ
  આભે ભળાય રે. આજ૦

[રા. દેશળજી પરમાર]

# જ્યોત અખંડ મ્હારે મન્દિરે રે લોલ.

સોનાની સુન્દર દીવડી રે લોલ
રૂપા રચેલ એની કોર જો!
જ્યોત અખંડ મ્હારે મન્દિરે રે લોલ..

ઘીની ભરેલ મ્હારી દીવડી રે લોલ
રૂની રચેલી રૂડી વાટ જો?
જ્યોત અખંડ મ્હારે મન્દિરે રે લોલ..

સૌભાગ્ય–ભાણ મમ ભાગ્યનો રે લોલ
આશા ભર્યું એ એંધાણ જો?
જ્યોત અખંડ મ્હારે મન્દિરે રે લોલ..

સ્નેહે ઝરંતી પ્રેમ દીવડી રે લોલ
આશના પુરેલા પુણ્ય રંગ જો
જ્યોત અખંડ મ્હારે મન્દિરે રે લોલ..

પ્રસર્યાં પ્રકાશ પ્રેમ મન્દિરે રે લોલ
ઓસાર્યાં અનેક અંધાર જો
જ્યોત અખંડ મ્હારે મન્દિરે રે લોલ.

માગું પ્રભુ અજ માગણી રે લોલ
રાખજો અખંડ પ્રેમ જ્યોત જો
જ્યોત અખંડ મ્હારે મન્દિરે રે લોલ.

[ શા. રસનિધિ ]

# અંધારી રાતે દીઠું અદીઠું અજબ તેજ.

( મોરલીમાં ગયું એવું શું ત્હેં—કન્હૈયા... એઢાળ. )

અંધારી રાતે દીઠું અદીઠું અજબ તેજ
તારલીયાની ભાતે ભૂરૂં દીઠું અજબ તેજ
નેહ ભર્યાં નયને બાલા જોતી અજબ તેજ

ગગન ઘુમ્મટે ઘેરૂં દીઠું અજબ તેજ
આભની અટારી આછું દીઠું અજબ તેજ
નેહ ભર્યાં નયને બાલા જોતી અજબ તેજ

આષાઢી વાદળીમાં દીઠું અજબ તેજ
વર્ષાની વિજળીમાં દીઠું અજબ તેજ
નેહ ભર્યાં નયને બાલા જોતી અજબ તેજ

ઉષાને ખોળે સરતું દીઠું અજબ તેજ
સંધ્યાને રંગે ઢળતું દીઠું અજબ તેજ
નેહ ભર્યાં નયને બાલા જોતી અજબ તેજ

વિરાટને વેણે ખરતું દીઠું અજબ તેજ
સ્નેહ ભીને હૈયે ઢળતું દીઠું અજબ તેજ
નેહ ભર્યાં નયને બાલા જોતી અજબ તેજ

[ રા. શાંતિકુમાર પંડ્યા ]

## આભ કેરે કાંઠડે ઉગે છે

હાં રે સખિ! મીઠી મધુરી જો ચંદા,
કે આભ કેરે કાંઠડે ઉગે છે!

હાં રે રાસ રમવાને તારક–વૃન્દા
કે દૈવી જ્યોતે ઝગે છે!

દેવ–બાલિકા સમી એ આભ–ખોળે લાડતી;
હાં રે એ તો સખીઓ શું સરે મન્દમન્દાઃ
હો! ચન્દા જો! આભ કેરે કાંઠડે ઉગે છે!

કોટિ કોટિ અમીધાર ગગનેથી નીતરે;
હાં રે આજ સૌમ્ય બની પૃથિવી નવ–ખણ્ડાઃ
હો! ચન્દા જો! આભ કેરે કાંઠડે ઉગે છે!

પ્રાણને ઉંડાણ એ ઝબકે અનેરી;
હાં રે એણે જગને ઓઢાડી તેજ–કન્થાઃ
હો! ચન્દા જો! આભ કેરે કાંઠડે ઉગે છે!

ભર્યું ભર્યું સુખ એનું આંખને ભરી દે;
હાં રે એ તો જીવન ભરી દે સુખ–કન્દાઃ
હો! ચન્દા જો! આભ કેરે કાંઠડે ઉગે છે!

વિશ્વ–વાંસળીમાં આજ પ્રેમ–સૂર વાગે;
હાં રે એના હૈયે પડે પડછન્દાઃ
હો! ચન્દા જો! આભ કેરે કાંઠડે ઉગે છે!

ઉરમાં અભિલાષ હો! કુંણી કુંણી જાગે;
હાં રે ઉડે રસછોળ આજ સ્વચ્છન્દા!
હો! ચન્દા જો! આભ કેરે કાંઠડે ઉગે છે!

[ રા. સ્નેહરશ્મિ ]

# આંખડીનાં અમૃત

આંખડીનાં અમૃત પાજો સખિરી,
હૈયાંના હેત રોજ છલકયાં કરે.
વાણીના ફુલડે ફોરજો સખિરી,
પ્રેમતારે આત્મ ઐકય મલકયાં કરે. આંખડી.

ભુખ તરસ આત્માને આત્માની પૂર્વની,
સહચારે અદ્વૈત સાધ્યાં કરે;
સંસાર સ્વર્ગ થાય, દેવો લે વારણાં;
આત્માને આત્મા પીછાન્યા કરે. આંખડી.

પ્રભુનાં પરમધન પ્રેમ અને ત્યાગ બે,
જ્યોતિ જવલંત હૃદય ઝળકયાં કરે;
સ્વાર્થ અને રાગ દ્વેષ વાસના વિષ વેલડિ,
ત્યાગી પ્રભુપદ ઠરતાં રહે. આંખડી.

દેવે દીધેલ હોય આવેલ અંતરે,
આવ્યાં તો હૈયે સમાયાં કરે;
ભૂલી ભૂલાવી વિશ્વ સ્વર્ગ તો બનાવજો.
મણીગાન લાલનનાં* ગાયાં કરે. આં૦

( રા. પાદરાકર.

---

* લાલન=આત્મા, પ્રભુ, † પ્રગટ થનાર 'મંગળસૂત્ર'

# બોલે છે મોર

બોલે છે મોર, બાલા! બોલે છે મોર;
  કોને કોને બારણે બોલે છે મોર?     બોલે છે૦

ચમકતી વીજ, છાયું બાદલ ઘનઘોર;
  કોને કોને બારણે બોલે છે મોર?     બોલે છે૦

થનગનથન નાચે ને ટિહૂ ટિહૂ ટહૂકે;
ટહૂકડે દિગંત ભરે આઠે ય પ્હોર;
  કોને કોને બારણે બોલે છે મોર?     બો.લ છે.

ગર્જંતો મેઘ, મીઠાં વર્ષંતાં અમૃત;
સૃષ્ટિ એ વૃષ્ટિમાં કરતી અંઘોળ;
  આજ કોને બારણે બોલે છે મોર?     બોલે છે૦

બોલે છે મોર વ્હાલા! બોલે છે મોર;
  નંદજીને પારણે બોલે છે મોર.     બોલે છે૦

નયણે સૂરજ, મુખડે ચંદ્ર–ચકોર;
બ્રહ્માંડનો નાથ ઝૂલે નવલ–કિશોર;
  આંગણે આંગણે એનો કલશોર.     બોલે છે૦

[ રા. કેશવ હ. શેઠ ]

## રામનામ

સીતારામનાં સન્તાન !
પૂણ્યભૂમિનાં સન્તાન !
આવો હો ! રામનામ ઝીલવા.

નીતિ રાજ્ય નિપુણતામાં રામરાજ્ય શોભતું;
સ્નેહલગ્ન શુદ્ધતામાં રામજીવન ઓપતું.
એવાં મોંઘેરાં ગાન
પ્રભુગીતડાંને તાન
આવો હો ! રામનામ ઝીલવા

માતૃપ્રેમ–પિતૃપ્રેમ–ભ્રાતૃપ્રેમ દર્શવા,
પતિપ્રેમ–પત્નિપ્રેમ–મિત્રપ્રેમ નિરખવા;
રામજીવનમાં માન
લઇ, ભારતીસન્તાન !
આવો હો ! રામનામ ઝીલવા.

પુનિત પગલે ગૃહે ગૃહે સીતા સતી પધારે,
પત્નિભક્ત પતિ રામ જીવતમાં ઉતારે;
હિંદ સ્વર્ગને સમાનઃ
રામસીતાને ગાનઃ
સહુ ભારતીસન્તાન !
આવો હો ! રામનામ ઝીલવા.

[ રા. રાયચુરા ]

# વનમાં ગળકે ગરવા મોર

(વનમાં બોલે ઝીણા મોર...એ ઢાળ)

વનમાં ગળકે ગરવા મોર
પડઘા કુંજે પડે રે લોલ
આંબે કોયલના કલ્લોલ
આંગણે છોળો ઉડે રે લોલ
વરસે મેઘ મીઠો અણમોલ
ધરતી જળેબુડે રે લોલ
આભે વીજળીના ચમકાર
ઝળક અજવાળાં ઝગે રે લોલ
નીતરે ગગનથી રસધાર
નવાણ ભર્યાં રાગે રે લોલ
ટપકે ટપટપ નેવે નીર
જાણે મોતી ઝરે રે લોલ
ધરાએ ઓઢયાં લીલાં ચીર
નીરખી નેણાં ઠરે રે લોલ
ઉમટયાં વાદળ દૂઝયાં આભ
વર્ષા ખૂબ ખીલી રે લોલ
અન્ન ને જળના અદકા લાભ
જનતા રહી ઝીલી રે લોલ.

[રા. ચંદ્રકાંત મંગળજી ઓઝા]

# ઉરના અબોલ બોલ બોલે

ઉરના અબોલ બોલ બોલે
કે આજ પેલી મીઠી મેના રે

પડઘા ઝીલાય ઉર-મ્હોલે
ટહૂકડે બ્હીતી એના રે

ભડકે શી આવડી ને ફીકી છે બ્હાવરી?
હૈડે ખોવાયલાંને ખોળે
ઝરૂખડે ઝૂકી મેના રે

ચણવાને ચાંચ છે ઉડવાને પાંખ છે
ટળવળતી ત્હોય આંસુ ઢોળે
કે સૂની કોણે મૂકી મેના રે

વનની વિલાસી થઇ પિંજર નિવાસીની
પરણ્યો ઝુલંત કુંજ ઝોલે
કે સુડલાને ઝંખે મેના રે

"હૈયાને હોડલે જી રસશું સજોડલે?"
નમેરી-શુક ડોક ડોલે?
કે કુંપળોશી કંપે મેના રે!

"ગોઠે ના ગોઠડી તો ગાંઠી કાં બેલડી?
"જીવું તમ સ્મરણોને ખોળે"
કે વાટ એમ જોતી મેના રે

"નગણા મ થાઓ નાથ તરછોડો શીદ હાથ
"ઠગણા? ઠગાઇ દિલ ભોળે"
ખમીર નિજ ખોતી મેના રે

"પરણી ના દીઠડી, મલપંતી મીટડી?
"એકાકી આમ કાં કલ્લોલે!"
ઝરૂખડે ઝૂરે મેના રે

મેનારાણી રૂઠિયાં ને પિંજરિયાં તૂટિયાં
વિફર્યાં પ્રચંડ ચંડિ તોલે
કે દૂર દૂર ઉડે મેના રે

"બોલોની વ્હાલમા? યૌવન ઉછાળમાં
"વખડાં આ કેમ–કોણ ઘોળે?
"અબોલડા લ્યો છો શેના રે?"

ઉરના અબોલ બોલ બોલે
કે રાજ તારી મીઠી મેનારે.

[ રા. કેશવ. હ. શેઠ. ]



# છેડે કોણ બ્રહ્મણંસરી ?

ઊંડી ઊંડી આંબલિયાની કુંજે, હો રાજ !
છેડે એ કોણ બ્રહ્મણંસરી ?

કોણ તહીં એ પ્રણયમંત્ર ગુંજે ? હો રાજ !
છેડે એ કોણ બ્રહ્મણંસરી ?

**સાખી:** કોણ અમારી કુંજમાં રેલે મધુરાં ગીત ?
મોર કળાયલ નાચતા સુણી બ્રહ્મસંગીત !
કોઇ કહેશો 'કુહૂ' છે કોની વૈખરી ? હો રાજ !
છેડે એ કોણ બ્રહ્મણંસરી ?

**સાખી:** અંતરનાં ઊંડાણમાં ઉતરે એ પડછન્દ;
ઉર ઉછળે રસ ઝીલતાં, દે દૈવી આનન્દ:
કોઇ વાળશો સૂરાવલિ જતાં સરી ? હો રાજ !
છેડે એ કોણ બ્રહ્મણંસરી ?

**સાખી** ફુલફુલડે તરૂપાંદડે છાઇ રહી વસન્ત;
કવિકુલનાં રસગીતમાં કો રસભાવ ભરન્ત:
હું તો વસન્તવધામણે નીસરી, હો રાજ !
છેડે એ કોણ બ્રહ્મણંસરી ?

[ રા. જનાર્દન પ્રભાસ્કર ]

# સુખનાં સંભારણાં

[ પાલવડો મારો મેલો મોહનજી...એ ઢાળ ]

સુખનાં સંભારણાં સળકે, સાહેલડી
અંતરની આંખ મારાં આંસુ ધુએ;

મનના મહેરામણ છલકે, સાહેલડી
અંધી ચોમાસાની લીલું જુએ.
સુખનાં સંભારણા સળકે..

ચંદનીની પાંદડીઓ પડતી સરોવરે,
પાણીડાં પળપળી ઝળતાં હસે;

આજે અમાસની રાતે, સાહેલડી
હૈયાનું સરોવર શેણે લસે ?
સુખનાં સંભારણાં સળકે.

સંધ્યાનાં કુસુમલ કિરણે સોહાગણી,
ઉઘડે ચંબેલીની કળીએ કળી;

મારે તો સંધ્યાના સોણાં, સાહેલડી
દિલની કળીઓ ઝૂમે ઢળી
સુખનાં સંભારણાં સળકે.

અંધારી રજનીનાં નયનોના હીરલા
નાચી નાચી રસ જ્યોતિ ઝરે;

મારી આ રાત બની વેરી; સાહેલડી
કોનાં નયન મારૂં હૈડું ભરે?
સુખનાં સંભારણાં સળકે.

દુખિયાંને દુઃખનાં દહાડા વિતાડવા,
સુખિયાંને સુખનાં સોણાં વડે;
જોવું જોવું ને આંખો લ્હોવું સાહેલડી
મનમાંની વાત બધી મનમાં રહે.
સુખનાં સંભારણાં સળકે.

સુખ દુઃખના વાયરા ફૂંકે સંસારમાં,
હૈયાની જ્યોત ત્યાં રહે ક્યાં તક ટકી?
સુખને સંભારણે જીવવું, સાહેલડી
આશા ના બોલ કોણ બોલે નકી?
સુખનાં સંભારણાં સળકે.

[રા. ખબરદાર]



# મારાં ગોરસનાં મોંઘેરાં મૂલ.

મારાં ગોરસનાં ગોવાસી? મોંઘેરાં મૂલ.
મારી મટુકીમાં મ્હેકે મંજુ મોરલી રે
મીઠી મોરલી રે, મંજુ મોરલી રે...મારાં.

કસુંબલ ચુંદડી કોરી સજીએ, કુમકુમ રંગી પીર
હૈયા સરસી સાહી અમૃતની ગોરસી, હેલ્યાં હૈયાનાં હીર
મારી મટુકીમાં મ્હેકે મંજુ મોરલી રે

ગગને ચડીએ ચંદ્રમા સાર્યો, નીરે છાંટયાં જગતના ચીર
હૈયા ઝોલે હસ્યા નાથજી મારા, ડોલ્યાં સાગરના ક્ષીર.
ગોવાસી રે? મારાં ગોરસનાં મોંઘેરા મુલ.
મારી મટુકીમાં મ્હેકે મંજુ મોરલી રે

મંગળ કણિકાએ મેરૂની વેરી, ભૂસાર્યાં સૂર્યોદક શુભ્ર
ડોલ્યા ડોલ્યા ચૌદ લોકના સ્વામી
મારાં ડગમગ ડોલે રે દૂધ

ગોવાસી રે? મારાં ગોરસનાં મોંઘેરા મૂલ
મારી મટુકીમાં મ્હેકે મંજુ મોરલી રે.

[ રા. મૂળજી દુર્લભજી વેદ ]

# પૂર્ણિમા પૂરી ખીલી રે.

( આશા ભર્યાં તે અમે આવીયાં એ...ઢાળ )

શરદ પૂનેમની રાતડી
    આજ ઘેલાં જગે નરનાર રે
    પૂર્ણિમા પૂરી ખીલી રે....

ચંદા ઉભી નભ ચોકમાં
    આજ રેલંતી રસધાર રે....પૂર્ણિમા

આછાં કુંડાળાં આભમાં
    રહ્યાં ઘેરી ચંદા ચોપાસ રે....પૂર્ણિમા

જાણે અમર સુર સુંદરી
    તણા જામ્યાં અખંડિત રાસ રે....પૂર્ણિમા

મીઠી શરદની ચાંદની
    તો ય આજે અમોલી છેક રે....પૂર્ણિમા

સાથ મળે જ્યમ સુંદરી
    ત્યાં ય કો અલબેલી એક રે....પૂર્ણિમા

નીચાં નીચાં ઘર આંગણાં
    વળી ઉંચા અગાસી મ્હેલ રે....પૂર્ણિમા

ક્યાં ય નદી તટ નાવણાં
    ક્યાં ય સાયર રૂપેરી રેલ રે....પૂર્ણિમા

સ્થળ સ્થળ ભરતી ઉમટે
    આજ રસની એ રેલમ છેલ રે....પૂર્ણિમા

માનવ રસબસ રાચતાં
ત્યાં ય ઉરના તો જુજવા ઉકેલ રે....પૂર્ણિમા

સૂની એકાંત ભરી રેડતું
કો બંસી મહીં નિશ્વાસ રે....પૂર્ણિમા

સ્નેહ વિયોગીને હશે
આજ ચંદામાં આશ નિરાશ રે....પૂર્ણિમા

બાળા ઉભી કો બ્હાવરી
આજ ચંદા ઝરે અંગાર રે....પૂર્ણિમા

દાઝયે દિલાસા દિલને,
એતો નાથ વિખુટી નાર રે....પૂર્ણિમા

શાંત સમાધિ સાધવા
લીધા સાધુજનોએ ત્યાગ રે....પૂર્ણિમા

ચંદા પ્રપુલ્લ કરે ચિત્તડાં
આજ સ્નેહશીળાં વૈરાગ્ય રે...પૂર્ણિમા

જગમાં સૌંદર્યને ઢૂંઢતાં
કોઇ ગુંજે અધુરાં ગાન રે....પૂર્ણિમા

આજ થશે કવિ અંતરે
કંઇ દૈવી સૌંદર્ય ભાન રે....પૂર્ણિમા

સ્નેહ સુહાગી દંપતી,
વળી ખોળે હસે નિજ બાળ રે....પૂર્ણિમા

ચંદાથી ઉજળાં હાસ્ય જ્યાં
એવા સ્નેહી સંસાર રસાળ રે....પૂર્ણિમા
હોંસે ઝીલે નરનાર સૈ
આજ હૈયામાં આભનાં ઉજાસ રે....પૂર્ણિમા
પ્રેમના પાઠ શ્રીકૃષ્ણના
એવા મોંઘા એ શારદ રાસ રે
પૂર્ણિમા પૂરી ખીલી રે
[ સ્વ. ગજેંદ્ર ]

---

## દગ રસભર મોરે દિલ છાઇ રહી !

( ઢાળ : રાધા–કૃષ્ણ વિના બીજું બોલ મા )

દગ રસભર મોરે દિલ છાઈ રહી;
છાઇ રહી, છલકાઇ રહી: દગ૦
ઝાંખ ઝપટ નિદ્રા નવ કાંઇ,
પલક પલક અણખાઈ રહી: દગ૦
પૂર્ણ ભરી મદ મંદ વિલાસિની
નવીન સુધા વરસાવી રહી: દગ૦
દુઃખી સુખી વળી વિધ વિધ રંગી
ખલક સુરંગ મચાવી રહી: દગ૦
ભીતર બાહેર, ઉપર નીચે,
મણિમય મોદ મચાવી રહી: દગ૦
[ સ્વ. મણિલાલ નભુભાઇ ]

# પ્રીતડી મોહે ભરી રે.

એક લીલી તે લીલી લીંબડી રે
એની શીળી મીઠી તે છાંય રે
લીંબડી સુધા ભરી રે.......

એક શાણી શશી મુખ સુંદરી રે
એની શીળી સુકોમળ કાય રે
સુંદરી શીળે ભરી રે......

એક કાળી તે કુંજે કોકિલા રે
એના મીઠા મધુઝર ગાન રે
કોકિલા સુરે ભરી રે........

એક એવી ગૃહે ગૃહ સુંદરી રે
એના મીઠા અમીઝર વેણ રે
સુંદરી શીળે ભરી રે......

એક મીઠી સુધા રસ વીરડી રે
એના શીળા સુગંધી નીર રે
વીરડી સુધા ભરી રે........

એક મોહક વાગે મોરલી રે
એના ગાનેથી તન ઘેરાય રે
મોરલી મોહે ભરી રે.......

એક પોક જગતને પ્રીતડી રે
એમાં શીષ્ટ જનો હોમાય રે.
પ્રીતડી મોહે ભરી રે......

[ રા. જેઠાલાલ તારાચંદ ]

# હૈયે શાં સમાવો, વ્હાલાં?

આભઝરૂખેથી ઉતર્યાં છે પાગ :
હૈયે શાં સમાવો, વ્હાલાં !

મારા સૂરજને સંધ્યાના સોહાગ,
સ્નેહ શા સજાવો વ્હાલાં !

છોડ્યાં શિખર આજે આયુષ્યગિરિનાં,
છોડી કિરણની જ્વાળા રે;
શોધ્યું સંધ્યાની શીળી શાંતિનાં સોણલાં,
રેલાયા ત્યાં શા રંગથાળા !

હો ! હૈયે શાં સમાવો, વ્હાલાં !
મારા સૂરજને સંધ્યાના સોહાગ.

મહેલ ને મીડીએ ધોમ ધખ્યા ને,
તપ્યાં જોબન રસઘાટે રે;
આજે તો વનનાં આવ્યાં વિલોકન ત્યાં,
છાંટો શાં અમી વનવાટે !

હો! હૈયે શાં સમાવો, વ્હાલાં !
મારા સૂરજને સંધ્યાના સોહાગ.

વનમાંના વડલા ને વનમાંના જોગી,
વનના વિરાટ પડછાયા રે;

પુરના પરોણા જેવા વનનાયે પરોણા;
અદલ અચળ રસરાયા!
હો! હૈયે શાં સમાવો, વ્હાલાં!
મારા સૂરજને સંધ્યાના સોહાગ.

સૂર્ય દિગંતચરણે શીશ ઝુકાવે,
એવું ઝુકાવું ઉર મારૂં રે;
ચરણે પડ્યું એ હૈડું હૈડે સમાવજો!
રોજ ને રોજ રહે સવારૂં,
હો! હૈયે શાં સમાવો, વ્હાલાં!
મારા સૂરજને સંધ્યાના સોહાગ;
સ્નેહે શા સજાવો, વ્હાલાં!
આભઝરૂખેથી ઉતર્યા છે પાગ:
હૈયે શાં સમાવો, વ્હાલાં!

[ રા. ખબરદાર ]



# સૃષ્ટિ સોહાગ  ચાંદલો.

( ઢાળ : જમનાને કાંઠડે કળાયલ મોરલો )

સૃષ્ટિ સોહાગ આભ પૂનમનો ચાંદલો
ચાંદલે રે આંજ્યાં આંખડિયે નૂર

નંદન વનરાઈએ શારદનો મોરલો
મોરલે રે કીધાં જાદુ મધુર! સૃષ્ટિ.

ગાજે મેઘ વેલડી મસ્ત વીજ વેલડી
વેલડી રે પીતી અમૃતનાં પૂર સૃષ્ટિ.

સજતી સુહાગણ સૌભાગ્ય ચાંદલો
ચાંદલો રે સોહે આતમને સૂર! સૃષ્ટિ.



# ઉડીએ ઉંચાં ઉંચાં.

(આશાભર્યાં તે અમે આવીયાં...એ ઢાળ)

ઉંચા આવાસ અલબેલડા ને,
કૈં ઉંચા ઝરૂખા સોહાગ રે,
ઉડીયે ઉંચાં ઉંચાં રે!

ઉંચાં જીવન રસ—ઘેલુડાંને,
કૈં ઉંચા ઉડે શા પરાગ રે;
ઉડીયે ઉંચાં ઉંચાં રે!

ઉંચે તગે તેજ—તારલાને,
કૈં ઉંચે ઉડે શશીરાજ રે,
ઉડીયે ઉંચાં ઉંચાં રે!

ઉંચે કલ્લોલે કલ પંખીડાં ને,
કૈં ઉંચા જીવન રસ–સાજ રે;
ઉડીયે ઉંચાં ઉંચાં રે!

ઉંચા સરોવર માનસી ને,
કૈં ઉંચા શિખર કૈલાસ રે;
ઉડીયે ઉંચાં ઉંચાં રે!

ઉંચા ઉડે ગિરિરાજ શા ને,
કૈં ઉંચા સદાશિવ વાસ રે;
ઉડીયે ઉંચાં ઉંચાં રે!

ઉંચે ઉડે રસ—વીજળી ને,

કૈં ઉંચા ઉડે જળ-મેહુ રે,

ઉડીયે ઉંચાં ઉંચાં રે!

ઉંચા ઉડે દેવ દેવતાને,

કૈં ઉંચા સાહેલીના સ્નેહ રે;

ઉડીયે ઉંચાં ઉંચાં રે!

ઉંચે ઉડે રવિરાજ શાને,

કૈં ઉંચાં ઉષાના વિલાસ રે;

ઉડીયે ઉંચાં ઉંચાં રે!

ઉંચે ઉડે ગ્રહુગોળ શાને,

કૈં ઉંચા પ્રભુજીનાં ધામ રે;

ઉડીયે ઉંચાં ઉંચાં રે!

ઉંચાં આવોની, આજ ઉડીયે,

પ્રિય! પ્રીચે પ્રભુજી પેગામ રે;

ઉડીયે ઉચાં ઉંચાં રે!

[ રા. વાસુદેવ રામચંદ્ર શેલત ]

# ગોફ ગૂંથન

(રાગ : માઢ)

પેલા આભ ઝરૂખે અભંગ
સખિ ! સ્વર્ગનાં વાગે મૃદંગ.

કોણે ઢોળ્યો કસુમ્બલ રંગ રે;
મારાં ભીંજ્યાં ગુલાબી અંગઃ—કોણે.

વીણી મ્હેં તો કળી કુમળી રે,
ગૂંથી ફૂલનમાળ;
ફૂલડે ફૂલડે ગૂંથિયો પેલો
રણઘેલો રસબાળ રે;—કોણે.

વીણીને વજ્જર કિરણો રે,
ગૂંથ્યાં બખ્તર-ઢાલ;
વીતે વેળા વરણાગિયા !
રણે રમવાને વેગે ચાલ રે,—કોણે.

સંગે રહી જંગ ખેલશું રે,
ગૂંથીશું ગોફ રસાળ;
ગૂંથીશું દિલડે—દિલડાં,
વરી વિજયની વરમાળ રે,
મેં તો ઢોળ્યો કસુમ્બલ રંગ રે,
મારે ખેલવા સતના રે જંગઃ—કોણે.

[ રા. કેશવ હ. શેઠ ]

# પગલાં.

દરિયાને તીર એક રેતીની ઓટલી
ઊંચી અટુલી અમે બાંધી જી રે,
પગલું તે એક એક પાડે મહેમાન એમ
રામજીની આણ અમે દીધી જી રે,
પહેલા મહેમાન તમે આવો, સૂરજદેવ,
પગલું સોનાનું એક પાડજો જી રે,
પગલામાં નવલખ તારાની ભાત ને
સંધ્યાના રંગ એક માંડજો જી રે,
બીજા મહેમાન તમે આવો, પવનદેવ,
પગલું ઊંડેરું એક પાડજો જી રે,
પગલામાં વાત લખો પરીઓના દેશની
ફૂલડાંની ફોરમ પૂરજો જી રે,
ત્રીજા મહેમાન તમે આવો, સમદર દેવ,
પગલું મોતીનું એક પાડજો જી રે,
પગલામાં મહેલ ચણી સાતે પાતાળના
માણેકના દીવા પ્રગટાવજો જી રે,
ધીરે મહેમાન જરા ધીરેથી આવજો,
પગલાં તે પાડજો જાળવી જી રે,
જો જો વિલાય ના એ પગલાંની પાંદડી
બાળુડે ઓટલી બનાવી જી રે.

[રા. સુન્દરમ]

# ઝીલવાને આવો આજ.

(ખોબા સમોવડી ભરી તલાવડીમાં...એ ઢાળ.)

ચન્દન તલાવડી ને કાંઠડે,
 જીરે ઝીલવાને આવો આજ;

સાગર સમોવડી ભરી તલાવડીમાં;
 ન્હાની શી નાવડી ઝુલતી જીરે–જીરે ઝીલવાને....ચન્દન.

એમાં એકલડી હીંચું સાહેલડી,
 આનંદ વેલડી પ્રફુલ્લતી જી રે–જી રે ઝીલવાને.

ભીંજે સુરજને ભીંજે ચાંદલીયો,
 નવલખ તારલા નીતરે જી રે–જી રે ઝીલવાને.

ટપકન્તી ટપટપ સોનેરી વાદળી,
 ફરે ગગનમાં પુદડી જી રે–જી રે ઝીલવાને.

સબસ હૈયાં ભીંજે રસીલાં,
 ભીંજે મ્હારી નવરંગ ચુંદડી જી રે–જી રે ઝીલવાને.

પાણીડાં હલકે ને છલકે તલાવડી,
 આખા જગતમાં રેલતી જી રે–જી રે ઝીલવાને.

આવો આવો ને સહુ આવો સાહેલડી,
 નિર્મળ જળ પર ઝીલવા જી રે–જી રે ઝીલવાને.

# જળસિંચન

(ખોબા સમોવડી ભરી તલાવડીમાં...એ ઢાળ.)

કંચન બેડલાં ને રૂપલા ઉઢાણી,
આવો સહીયર જળ ઝીલવા જી રે;

હલકે હલકે પાય સાહેલડી,
રસિક રસિક ઉર ખોલવા જી રે:

કરશું અનેક એકમેળ મળી વાતડી,
હરખાતાં હૈયાં હીલોળવા જી રે;

હૈયાં ખોલીને સાંધીશું ગોઠડી,
આત્માના તાર એક જોડવા જી રે;

કોયલના બ્રહ્મબોલ સ્નેહીના સ્નેહકલ્લોલ,
રસનાના રસ કાંઈ ઝીલવા જી રે;

સૃષ્ટિઉદ્યાનમાં ખીલ્યાં કુસુમડાં,
શીળી નિકુંજે વિલોકવા જી રે:

પૃથ્વીનાં પ્રેમદાન પ્રાણીના પ્રાણશાં,
અમૃતના કુંડ ઉલેચવા જી રે;

આવો આવો સખી ! સરવે સોહામણી,
જીન્દગીનાં જોમ આજ ઝીલવા જી રે:

[ રા. જગુભાઈ મો. રાવળ ]

# સ્નેહીના સૂર

(ઢોલે રમું ને હરિ સાંભરે રે...એ ઢાળ.)

એક મોરલી વાગે ને મનને ગમે રે,
સૂણી ચિત્તડાં અચીર ચીરાય રે,
સ્નેહીના સૂર મનમીઠડા રે.

એક કોકીલા કૂજે ને કુંજો ભરે રે,
ખીલે વનરાજી હરખે વસંત રે;
સ્નેહીના સૂર મનમીઠડા રે.

એક મેહુલો ગાજે ને મોર રીઝતો રે,
રાચે નાચે ઢેલડ રળિયાત રે;
સ્નેહીના સૂર મનમીઠડા રે.

એક વીણા વાગે ને રવ રેલતો રે,
સુણી જનનાં હૈયાં હરખાય રે;
સ્નેહીના સૂર મનમીઠડા રે.

એક આરતી વાગે ને દેવ રીઝતા રે,
એના રણકે દેવત્વના વાસ રે;
સ્નેહીના સૂર મનમીઠડા રે.

એક સ્નેહીના બોલ મનમાં રમે રે,
એના સૂરમાં અમીરસ ધાર રે;
સ્નેહીના સૂર મનમીઠડા રે.

[ રા. જગુભાઈ મો. રાવળ ]



# વ્રજવાસિની રે લોલ

ગરબે રમવાને ગોરી નીસર્યાં રે લોલ
રાધિકા રંગીલી અભિરામ વ્રજવાસિની રે લોલ
તાળી દેતાં વાગે ઝાંઝર ઝુમખાં રે લોલ
સંગમાં સાહેલી બીજી છે ઘણી રે લોલ
તાલ સ્વરે મળી કરે ગાન
વ્રજવાસિની રે લોલ, તાળી દેતાં વાગે ઝાંઝર ઝુમખાં રે લોલ.

લોલ કહેતાં અરૂણ અધર ઓપતાં રે લોલ,
લટકે નમી મેળવે સહુ માન—વ્રજવાસિનીરે....તાળી.

ખેલ મચ્યો ને વૃન્દાવનમાં રે લોલ,
બંસીબટ ચોક રસરૂપ—વ્રજવાસિનીરે....તાળી.

ગરબો જોવાને ગીરીધર આવીયારે લોલ;
દાસ દયો ગાઇ થયો નિયાલ—વ્રજવાસિની....તાળી.

# રંગભરી ચુંદડી.

ઓઢું હું ઓઢું હું રંગભરી ચુંદડી;
વગડે શણગાર ભર્યો ઠામઠામ કેસુડો,
વગડો લુંટાય હો સાહેલડી રંગભરી ચુંદડી—ઓઢું.

કેસુડાના પાણીથી રંગાય એ સીંગાવડો,
દરિયો છલકાય હો સાહેલડી રંગભરી ચુંદડી—ઓઢું.

કેસુડાના પાણીથી ભીંજાય મ્હારો ઓટલો,
સાથીયા પુરાય હો સાહેલડી રંગભરી ચુંદડી—ઓઢું.

રંગતણી છોળમાં ભીંજાય પેલો બાલુડો,
નેહડો વરતાય હો સાહેલડી રંગભરી—ચુંદડી—ઓઢું.



## રબારણ

આવો રબારણ હો ! મ્હારે નેસલડે
હૈયાનાં પાવું અમીડાં રબારણ હો
મ્હારે નેસલડે

મ્હારે નેસલડો હો ! કે વનની વચ્ચે રબારણ
જાણે છે કોક જાણનારા રબારણ હો
મ્હારે નેસલડે

માંડો વલોણાં હો ! કે મ્હારે નેસલડે
તાણે છે કોક તાણનાર રબારણ હો
મ્હારે નેસલડે

મોંઘા માખણીઆં હો અંતરના રસનાં રબારણ
લ્હાણે છે કોક લ્હાણનાર રબારણ હો
મ્હારે નેસલડે

ચમકાવે ચંદની હો ! કે મારાં હૈડાં રબારણ
જાણે છે કોક જાણનાર રબારણ હો
મ્હારે નેસલડે

( શ્રી. ઉપેન્દ્રાચાર્ય )

# મ્હારે માંડવડે !

( ઢાળ : હું તો મહિયારણ રે ! ગોકુળ ગામની )

આવો સાહેલડી રે ! મ્હારે માંડવડે !
કરૂં હું સ્નેહથી સન્માન :
સાહેલડી રે ! મ્હારે માંડવડે !
મ્હારે માંડવડે રે, કે સાથિયા પૂર્યા, સાહેલડી !
દેજો દર્શન કેરી લ્હાણ :
સાહેલડી રે ! મ્હારે માંડવડે !
મ્હારે માંડવડે રે, કે તોરણ બાંધ્યાં, સાહેલડી !
ફોરે છે ફૂલડાં અમૂલ :
સાહેલડી રે ! મ્હારે માંડવડે !
નેહે હું ન્હોતરું રે, કે આવજો વ્હેલાં, સાહેલડી !
થાશે હો ! ચિત્તડાં પ્રફુલ્લ :
સાહેલડી રે ! મ્હારે માંડવડે !
આજે શરદની રે, કે રાતડી સોહે, સાહેલડી !
રમીશું રંગથી સૌ રાસ :
સાહેલડી રે ! મ્હારે માંડવડે !
દેવોએ આવશે રે, કે સુણવા સ્નેહ, સાહેલડી !
મોઘાં છે રાસના વિલાસ :
સાહેલડી રે ! મ્હારે માંડવડે !

[ રા. મૂળજીભાઇ પી. શાહ. ]

# શરદ સોહાગિની

( : ઝુક આઇ રે બાદલીઆ સાવન કી )

શરદ સોહાગિની સોહી રહી !
સોહી રહી, મન મોહી રહી....સખિ.

નિર્મલ નૌતમ વસ્ત્ર સજીને,
અવનીપટ પર શું ઉતરી એ;
પુષ્પલતા સમ પમરી અહીં....સખિ.

શરદપૂનમની શુભ્ર ચાંદની,
સંયોગી જનને રીઝવતી;
વિહ્વલ શા બનતાં વિરહી....સખિ.

દિપાવલી સહુના દિલ હરતી,
ગૃહ ગૃહ દીપક–જ્યોત ઝગવતી;
ઉર ઉરમાં ઉત્સાહ ભરી....સખિ.

( સૌ. દિપકબા દેસાઇ. )



# વાદળીઓ

હો ઘનરાજ ત્હારી વાદળીઓ,  
કંઇ ખીલાવી ઉર કળીએ કળીઓ—ઘનરા.

અમે ગગન ઘુમવા નીકળીઓ—ઘનરાજ

આભલીયું લીપનાર અમે તો,  
પાડી ભુરી ભુરી ઓ, કળીઓ—ઘનરાજ

મ્હાલીએ અમે થઇ મોકળીઓ—ઘનરાજ

ઉપર ભુરો ઘનરાજ તું નીચે  
ભુળો સિંધુ કાંઇ ઉછળીઓ—ઘનરાજ

મધ્યે ભૂંરા આપણ અલીઓ—ઘનરાજ

ગગન ગજવીએ ગંભીર રવે જાણે,  
સમરે ચઢયો કોઇ મહાબળીઓ—ઘનરાજ

અમે ઢાંકીએ ત્હારો ચાંદલીઓ—ઘનરાજ

[ શ્રી. ઉપેન્દ્રાચાર્ય. ]

# દીપક

દીવો ધરો હો ! દીવો ધરો,
ભૂલ્યાંને પન્થ સન્ત ! દીવો ધરો હો !

દીવો ધરો હો ! દીવો ધરો,
આત્માનાં અમૃતનો દીવો ધરો હો !

જગની ઝાડી ઘોર, ભીષણ ભૂલામણી,
અંધારાં કારમાં એનાં હરો !
ભૂલ્યાંને પન્થ સન્ત દીવો ધરો હો !

કોટિ કોટિ હૈયાંને નિત્યે અજવાળતો,
કહોને હશે ક્યાં તે ચેતન-ઝરો ?–ભૂલ્યાંને.

નીલમ માણેક ને મોતીનાં તેજે,
અંજાયાંનો ક્યાં તે હીરો ખરો ?–ભૂલ્યાંને.

ઓથાર દાબ્યાં ઉરને જગાડી,
આશાનાં તેમાં કિરણો ભરો !–ભૂલ્યાંને.

નિજનાં પરાયાંના ભેદો ભૂલાવતા,
જગને ચોકે કોટિ દીવા કરો !
ભૂલ્યાંને પન્થ સન્ત ! દીવો ધરો હો !

રા. સ્નેહરશ્મિ. )



# સાંજની શોભા

સાંજની શોભા તે રળીઆમણી
હાં રે હીંગને ફીઆ તરંત તેજ બીંબની હોજી રે
સાંજની શોભા.

હાં રે બાવળ ઝાંડમાંથી સૂર્ય અસ્ત જોઇને
હાં રે સિંદુર રંગથી તે કેમ રહું મોહીને હોજી રે

હાં રે રૂડાં ખેતરો ખુલ્લાં ચોપાસમાં
હાં રે રંગીન બાવળો તે આંખ સંગ ખેલતાં હોજી રે

હાં રે ગયો સૂર્ય વચ્ચોજ ચન્દ્ર તેજમાં
હાં રે સાથ દીસતો તે શુક્ર વળી સેજમાં હોજી રે

હાં રે લીલા બહુ રચી છે ગામને ગોંદરે
હાં રે જોયું નર્મદે સુંદર ગામ હોજી રે

[ સ્વ. નર્મદાશંકર. ]



# બલિહારી બાપુના બોલની

(ઢાળ: ભમ્મરિયા કૂવાને કાંઠડે)

બાપુના બોલ લાગે મીઠડા, હો બ્હેન!
જાદુ ભરી છે એની જીભ રે:
બલિહારી બાપુના બોલની.

હૈયું ભર્યું છે એનું હેતથી, હો બ્હેન!
મુખથી વેરાય મીઠાં વેણ રે:
બલિહારી બાપુના બોલની.

સુધા સીંચેલ એના શબ્દમાં, હો બ્હેન!
રોજ કહે સુરના સન્દેશ રે:
બલિહારી બાપુના બોલની.

નીતિના પન્થ પ્રીતે દાખવે, હો બ્હેન!
શિખવીને ત્યાગ કેરા મન્ત્ર રે:
બલિહારી બાપુના બોલની.

દુઃખીઆનાં દુઃખ સર્વ ટાળવા, હો બ્હેન!
શાન્તિનાં સુણાવે દિવ્ય સૂત્ર રે:
બલિહારી બાપુના બોલની.

બાપુના ભાવ ઉર ભીંજવે, હો બ્હેન!
બાપુજીના બોલ ના ભૂલાય રે:
બલિહારી બાપુના બોલની.*

રા. મૂળજીભાઇ પી. શાહ.

---

* 'રાસ નિકુંજ' માંથી.

# ચેતનયુગ

(ઢાળ : સરોવરે પાણીડાં ગઇ'તી સાહેલડી!)

ચેતનનો યુગ આજ આવ્યો, સાહેલડી!
ચેતનની કેવી જોને વરસે ઝડી :
કલ્યાણજ્યોત આજ પ્રગટી, સાહેલડી!
જીવનનાં શ્રેય કેરી આવી ઘડી.
ચેતનનો યુગ આજ આવ્યો, સાહેલડી!

મુક્તિની મોરલી વાગે, સાહેલડી!
મોહનના મન્ત્ર મીઠા હૈયે ઠસે :
દીનોનાં દુઃખડાં ટાળ્યાં, સાહેલડી!
અમૃતની અંજલિ છાંટી જગે.
ચેતનનો યુગ આજ આવ્યો, સાહેલડી!

અંતરના ઓરિયા પૂરિયે, સાહેલડી!
ચેતનના ચાકડે ચિત્તડું ચડે :
કીર્તિનો ડંકો આજ વાગે, સાહેલડી!
ભારતના દેવને દુનિયા નમે.
ચેતનનો યુગ આજ આવ્યો, સાહેલડી!*

[ રા. મુળજીભાઇ પી. શાહ. ]

---

* 'રાસ નિકુંજ' માંથી.

# ભવિષ્યની હિંદવાણી.

જનની જગદંબા રૂપ ધારીને રે લોલ,
આવી કુમકુમ પાલવે હું આજ;
હિંદવાસિનીરે લોલ દેશને ગજાવું ફેરી વિશ્વમાં રે લોલ

પૂર્વના પ્રદેશ સર્વ જાગીઆ રે લોલ,
હું જગાવે જાગશે આ દેશ હિંદવાસિની રે લોલ...દેશને

આર્યાવર્તની જે શ્રેષ્ઠ સાધ્વી રે લોલ,
જાનકીથી હું બનું અધિક હિંદવાસિની રે લોલ...દેશને

ગૌરવે ભરેલી ભવ્ય માનિની રે લોલ,
દ્રૌપદીથી હું બનું અધિક હિંદવાસિની રે લોલ...દેશને

દૈવને જીતેલ રાજયોગિની રે લોલ,
સાવિત્રીથી હું બનું અધિક હિંદવાસિની રે લોલ...દેશને

જ્ઞાનના અગાધ પંથે મ્હાલતી રે લોલ,
ગારગીથી હું બનું અધિક હિંદવાસીની રે લોલ...દેશને

વીર ક્ષત્રિયાણી મધ્યકાલની રે લોલ,
દાખવું હું ઓર ક્ષાત્ર તેજ હિંદવાસિની રે લોલ...દેશને

પૂર્વનો પ્રભાવ હજી આંજતો રે લોલ,
ભાવીને બનાવું હું અપૂર્વ હિંદવાસિની રે લોલ...દેશને

[સૌ. હંસાબ્હેન મહેતા]



## સંત ત્હારે  પ્રતાપ.

(ઢાળ: કાને તારે તળાવ.)

સંત ત્હારે પ્રતાપ સૃષ્ટિ સમરાંગણે નીસરી રે
રણે નીસરી રે ભાન વીસરી રે.
સંત ત્હારે પ્રતાપ.

સંત ત્હારે પ્રતાપ વિદેશી કાપડ વીસરી રે,
વીસરી રે યુદ્ધે નીસરી રે.
સંત ત્હારે પ્રતાપ.

સંત ત્હારે પ્રતાપ જીવનની મોજશોખ વીસરી રે,
વીસરી રે સાદાઇ ઉરે વસી રે.
સંત ત્હારે પ્રતાપ.

સંત ત્હારે પ્રતાપ આઝાદી યુદ્ધે નીસરી રે,
યુદ્ધે નીસરી રે જીવન વીસરી રે.
સંત ત્હારે પ્રતાપ.

સંત ત્હારે પ્રતાપ દિલડામાં દેશદાઝ ઉતરી રે,
દાઝ ઉતરી રે યુદ્ધે નીસરી રે.
સંત ત્હારે પ્રતાપ.

# ગાવો ગાવો વીરતાનાં ગાન.

(ઝીણાં ઝરમર વરસે મેહ...એ ઢાળ.)

ગાવો ગાવો વીરતાનાં ગાન,
ડોલે સુણી દૈત્યો સખી ?

પાવો પાવોને વીરતાના પાન,
ટાળો બ્હીક શાની સખી ?

મૈયા રડે ને હસે દૈત્યો સૌ દેખીને,
કંપે હૃદય જોઇ ચાળા રે....ડોલે..

રણે ઝુકાવી ટાળો માડીનાં દુખડાં,
જંપે હૃદય જોઇ વ્હાલાં,
હો ? ઠારો સૌનાં દિલડાં સખી....ડોલે..

સૌને યે પ્રાણ પ્રાણ ચેતના સ્પુરી કો,
થાયે રસિક રણઘેલા;
હો ? ઠારો સૌનાં દિલડાં સખી.

[રા. મુળજીભાઇ પી. શાહ.]

# રણનાં રણશીંગડાં.

( થન ગન વનમાં નાચે વસંતડી....એ ઢાળ. )

રણનાં રણશિંગડાં વાગ્યાં વ્હાલમજી
ઉઠોને કંથ મ્હારા યુદ્ધે મ્હડો—
જનની પુકારે ઉંઘો સિંહનાં સંતાન શું?
છાજે સમાધિ વીર જંગે ઝુકો—
રણનાં.......

રણમાં છે દેશના યોદ્ધા વ્હાલમજી
રણમાં વિરાંગનાં રાસે રમે—
રણમાં સંતાન વીર ભીષ્મ ને અર્જુનનાં
મુક્તિને કાજ મૂકી માથું ઘૂમે—
રણનાં.......

ધણકારે પાદના ધરતી ધ્રુજાવતા
સુભટો સ્વદેશ-દાઝ દીલમાં ધરી
ભારત મુક્તિને કાજ પડતા પતંગ જેમ—
રણમાં વિજય કે મૃત્યુ વરી.
રણનાં.......

[ રા. મધુપ. ]

## રણવાટ શોભી રહી રે.

જાઓ સિધાવો મ્હારા વ્હાલમા,
જ્યાં દીસે શુરવીરોના ઘાટ રે;
રણવાટ શોભી રહી રે.

વાગે નગારાં કંઇ શૌર્યનાં,
ત્યાં ઘોરે ક્ષત્રિય શંખનાદ રે;
રણવાટ શોભી રહી રે.

ધ્રુજે ધરા ધ્રુજે આભને,
કાંઇ ધ્રુજે દશે દીગપાળ રે;
રણવાટ શોભી રહી રે.

હણ હણતી રણ ઘોડલીને,
ડોલે હાથી સંગ્રામ રે;
રણવાટ શોભી રહી રે.

ગાએ ચારણભાટ ગીતડાં,
જ્યાં રગ રગ જાગે શૌર્ય રે;
રણવાટ શોભી રહી રે.

વાગી હાક જ્યાં વીરની,
જ્યાં આવે શૂરાતન પૂર રે;
રણવાટ શોભી રહી રે.

રાણી જાયા જઇ યુધ્ધમાં,
કોઇ દિપાવે માતાનૂર રે;
રણવાટ શોભી રહી રે.

[રા. રાયચુરા]

# રણઘેલી.

ખેલે રણે રંગ ઘેલી,
વીરાંગના ખેલે રણે રે.......ખેલે.

મીઠી ઘર–માયાને મેલી,
વીરાંગના ખેલે રણે રે......ખેલે.

કન્યા કોડામણી વરણાગી વરના,
પ્રેમને પાછો ઠેલી,
વીરાંગના ખેલે રણે રે......ખેલે.

ભોજનાના ભોગશા? ને જીવતરના લોભ શા?
જંગે જ્યાં ભારતી ઝુકેલી,
વીરાંગના ખેલે રણે રે.....ખેલે.

કેશરીઆ વાઘા ને કેશરીઆં કાળજાં,
રમણી રણ–રમણે ચડેલી,
વીરાંગના ખેલે રણે રે.....ખેલે.

રણને રણશીંગડે, વીજળીની વેલશી,
ચમકે મુડદા પ્રાણ મેલી,
વીરાંગના ખેલે રણે રે......ખેલે.

ખેલે રણે રંગ ઘેલી વીરાંગના ખેલે રણે રે
સાહેલી ચાલ વહેલી વહેલી,
વીરાંગના ખેલે રણે રે.....ખેલે.

# તમે રમજો રણસંગ્રામ.

[મ્હારા સાવઝશુરા, નાથ હો, ત્હારે દેશ કશા પરદેશ...એ ઢાળ.]

મ્હારા સૂરજ સોહ્યાં દુધ હો ?
તમે રમજો રણસંગ્રામ.

કુંકુંમ શોભે ચાંદલોને મંગળભાગ્ય સોહાય;
રણવીર મુખ ઓપી રહે કેં નીતરે શોણિત છાંય.
મ્હારાં૦

યુદ્ધતણા ધમકારને (કેં) અશ્વતણા રણખેલ,
ધીંગાણાના જોમ કેં ત્હારે હૈયે ભરતાં હેલ.
મ્હારાં૦

શોણીતની જ્યાં ધાર ઉડે ને, મર્દ મરે રણવીર,
(ત્યાં) હસતે મુખ મરજો વીરા, કેં કીર્તિને વરી વીર.
મ્હારાં૦

થાશે ડંકા વ્યોમમાંને (એ) દિગન્ત-કીર્તિ ધામ,
"હોકારો" તુજ મુખનો, સુણી ભાંગે દુશ્મન હામ.
મ્હારાં૦

જય મુગટે વળજો હો વીરા ? હૈયે લેશું અંક,
નહીં તો મળશું ધામમાં, જ્યાં રાજે રણના રંગ.
મ્હારાં૦

[રા. ગજાનન વિશ્વનાથ જોશી.]

# આજે ઉત્સવ રાષ્ટ્રદેવનો.

(ઢાળ : આજે ઉત્સવ ફુલડોલનો.)

પુનિત સન્તોનાં વૃન્દ (૨)
આજે ઉત્સવ રાષ્ટ્રદેવનો:
મૈયા ભારતી સોહન્ત (૨)
આજે ઉત્સવ રાષ્ટ્રદેવનો.

કુંજે વસન્ત કુંઇક ગુંજે નવપ્રેરણા,
કોકિલા સુકંઠે ટહુકન્ત: આજે૦

હૃડે રસચેતના જગાવે સ્નેહજ્યોત શી !
પિંડે બ્રહ્માંડ પ્રગટન્ત: આજે૦

અન્તરમહિં ભક્તિ જગન્નાથ–જન્મભૂમિની,
ઝગમગ કો ઓજસે લસન્ત: આજે૦

શોભન જગમોહને બતાવી જીવન–માધુરી,
હિન્દી નવકોડે હસન્ત: આજે૦

[ રા. મંજુલાલ રા. મજમુદાર.

# સેવાનો ધર્મ સ્વીકારો.

[દાણની રીત કોણે કાઢી...એ ઢાળ.]

સેવાનો ધર્મ સ્વીકારો સાહેલીઓ
સેવાનો ધર્મ સ્વીકારો.

દુનિયાના ધર્મની સેવાજ ચાવી,
ઉઘાડો પ્રેમ પટારો, સાહેલીઓ;
સેવાનો ધર્મ સ્વીકારો.

જાતભાત ભેદોના કલેશ સહુ છોડી,
એકતાની લ્હાણી સ્વીકારો સાહેલીઓ?
સેવાનો ધર્મ સ્વીકારો.

ભૂખ્યાને ભાખરી ને તરસ્યાને પાણી,
અંધાને પડતાં ઉગારો, સાહેલીઓ?
સેવાનો ધર્મ સ્વીકારો.

દઇને દીલાસો દુઃખી હૃદયને,
શાંતિની વાત વિચારો સાહેલીઓ?
સેવાનો ધર્મ સ્વીકારો.

પ્રેમી પ્રભુને પામવાને માટે,
સેવાનો શ્રેષ્ઠ સિતારો સાહેલીઓ?
સેવાનો ધર્મ સ્વીકારો.

[શ. રાયચુરા.]

# વીર નારીઓનાં વૃન્દ.

( ઢાળ : પૂનીત સંતોના વૃંદ )

વીર નારીઓનાં વૃન્દ (૨)
જો—ને ઇતિહાસ નૂતન રાષ્ટ્રનો.

રાસ રણના રચન્ત (૨)
જો—ને ઇતિહાસ નૂતન રાષ્ટ્રનો

કાળની કરાળ મહાશક્તિ સમી ઘૂમતે;
રોળવા રીપુ પ્રગટન્ત (૨)
જો—ને ઇતિહાસ નૂતન રાષ્ટ્રનો.

ધરા ધ્રુજાવે પ્રલય કાળને પડકારતે
દૃષ્ટિપાતે ડોલતા દિગન્ત (૨)
જો—ને ઇતિહાસ નૂતન રાષ્ટ્રનો.

સંસારી ક્ષેત્ર છોડી રૂઠી હિન્દ માનુની
કેસરીયા વાધા સજન્ત
જો—ને ઇતિહાસ નતન રાષ્ટ્રનો.

મોખરે રણચંડી શી મૃત્યુને હંફાવતી
શકિતના શસ્ત્ર શાં અખંડ
જો—ને ઇતિહાસ નૂતન રાષ્ટ્રનો.

સ્વતંત્ર ભારતની ભાગ્ય દેવીએ શી ઘૂમતી
સુવર્ણ અક્ષરે લખન્ત
જો—ને ઇતિહાસ નૂતન રાષ્ટ્રનો.

# ગાંધીનું ગુજરાત

(ઢાળ: ગુણવંતી ગુજરાત)

ગાંધીનું ગુજરાત, ગણાયે ગાંધીનું ગુજરાત.
ગુર્જરદેશે વિરલ મૂર્તિ એ વિમલ સરલ સાક્ષાત;
દર્શનથી કંઈ ચેતન પ્રકટે જોતાં એની જમાત.
જેમાં સાચા સાધુઓ, ભ્રાત! ગાંધીનું.

સાબરમતીના સુન્દર તટ પર પ્રગટયું નૂતન પ્રભાત;
મોહન! તુજ સત્યાગ્રહુબંસીસૂર સુણી સહુ જાત.
કરે મીઠી ઐકયની વાત. ગાંધીનું.

દેશભક્તિ ને રાજભક્તિની સાચે સાચી વાત;
નિર્ભયતા ને સત્ય વચનની દિક્ષા દઇ ત્હેં, તાત!
બનાવ્યું નવું ગુજરાત. ગાંધીનું

[ રા. રાયચુરા ]



# પિતાની પ્રાણ આંખ્ય મ્હારે સાહેલડી.

[થનગન વનમાં નાચે વસંતડી....એ ઢાળ.]

પિતાની પ્રાણ આંખ્ય મ્હારે સાહેલડી?
માતાની ભાગ્યરેખ ઉજળી રે;

ભગિનીની સ્નેહજ્યોત મ્હારે, સાહેલડી?
ભ્રાતાની લાડકોડ ઉજળી રે.

નયને નચાવતી બ્રહ્માંડને, સાહેલડી?
સાગરના નીરને ડોલાવતી રે.

પ્રેમલ પરિમલ પાથરી સાહેલડી?
જીવનનાં ગીત ગહન ગુંજતી રે.

ગુણિયલ ગભીરી ધીર ગૃહિણી, સાહેલડી?
રસિકા એ કવિતા પ્રદેશની રે.

નિત્ય નિત્ય ઓજ ઝગી નવલાં, સાહેલડી?
રાણી ઉર—આત્મકેરી રાજતી રે.

ઉષાને ચંદા શી સહિયરે, સાહેલડી?
રમતી ને રાસરસ ઝીલતી રે;

આત્માનાં કલ્યાણપાન પીતી સાહેલડી?
ને દેહનાં દિદાર સુખ લેખતી રે.

[રા. મંજુલાલ જ. દવે.]



જનનીની જોડ સખી નહીં મળે રે લોલ

# મહીયર

(આવો આવો જસોદાના કા'ન...ઢાળ)

સખિ! મહિયર કેરી વાટ, મુજને ન વિસરે રે!
મ્હારૂં અંતરીયું અકળાય, પીયરીયું સાંભરે રે!
ખેલ્યાં માતને ખોળે તાત, લાડ લડાવ્યાં રે.
સરખી સહીયરના સાથ, હયે આવ્યાં રે!

મારી બેનીના કાલા બોલ, પડઘા વાગે રે.
એનાં હેત અતોલ અમોલ, હૈડે જાગે રે.
એની ભેલુડો બંધવ આજ, સુનો ફરશે રે.
એની બેનડીનાજ વિચાર, મેડીમાં કરશે રે.

અમે ખાતાં શિયાળે પોંક પાપડી હોંશે રે.
દશરાને દીવાળી માત મુને સંભારશે રે.
હું તો સાસરીયાની માંહ્ય આજ સમાણી રે.
રાજકુંવરી મહીયર માંહ્ય, સાસરીયે રાણી રે.

સખી લાંબી પીયરીયાની વાટ, નજર ન પોંચે રે.
પણ હૈયૂં ઉડી ઉડી જાય, રોવાઇ જાયે રે.
મીઠી મહીયરીયાની લ્હાણ, અમ્મર રહેજો રે.
'મણિમય' મુજ માત ને તાત, સુખ પ્રભુ દેજો રે *

(રા. પાદરાકર)

---

* ટુંક સમયમાં પ્રગટ થનાર 'મંગળસૂત્ર' માંથી.

કાલા ઘેલા મીઠડા બોલે-
હૈયાં હરે પળમાંહ્ય રે!
કામણગારાં હાસ્ય હસીને-
આનંદ-સરમાં ન્હાય! નણદલ.

બાળા ભોળા અંતરીયામાં-
જગત્ સ્વજન સ્હુમજાય રે!
હેતાળ હૈયાનાં હુળવાં હેતડીયે-
અન્ય સુખ જોઇ હરખાય! નણદલ.

મસ્ત બની તોફાની નણદલ-
ઘરે હર્ષ ઘડિ રોષ રે!
મીજાજ છણકે વળી હસી દે-
રાજ કરે નિર્દોષ: નણદલ.

રીઝવતી સૌને કરી ક્રિડા-
ફેલ કરી ગભરાવે રે!
મુજ કંઠે વળગી નીજ વીરના-
ગુપ્ત સંદેશ સુણાવે! નણદલ.

માનવતીની ન્હાની નણદલ.
લીલુ અમૃત ખાણ રે!
ચંદન શિતળ ચંપા હરપળ:
પરમાનંદ મન પ્રાણ! નણદલ.

નણદલ મ્હારૂં રતન અમોલું!
કરશું જતન ગણી પ્રાણ રે!
પ્રભુ! તુજ બાલકને સાચવજે!
"મણિ" મુજ જીવન વ્હાણ! નણદલ.*

(રા. પાદરાકર.)

* પ્રગટ થનાર 'મંગળસૂત્ર' માંથી.

# ભાભી !

( મીઠડાં ગોરસ લ્યો ! ગોરસ લ્યો...ઢાળ )

આંખડી પ્રેમે ભરી ! પ્રેમે ભરી !

ત્હારી આંખડીનો તારલો બતાવું !

ભાભલડી વહેલેરી આવ ! વહેલેરી આવ !

ત્હારા હૈયાનો હારલો દેખાડું ! ભાભલડી !

સાખી : પ્રેમ મુર્તિ રસ રાજવી–ધર્મનીતી સાક્ષાત !

મૃદુ–દિલ હાસ્ય ઉછાળતો–વીર મ્હારો કર્યો ત્હેં મ્હાત રે !

ભાભલડી.

સાખી : સેવા જીવન જીવતો–સરોવર મહારો વીર !

ભાભી કોમળ કમલીની અમે ઉભા સાયરને તિર રે ! ભાભલડી.

એ તો ચંદ્ર ભાભી ચાંદની ચમકાવું. ભાભલડી.

જગ શિતળતા વેરી–ધન્ય થાવું. ભાભલડી.

સાખી : કંથ કોડીલો તાહરો–નાવલીયો ભર નેહ !

ઉદાર દિલનો દેવડો–અજવાળે દિલ ગેહ !

ત્હારો સૌભાગ્ય સાર સમજાવું ! ભાભલડી.

" મણિ "–મોંઘો મોરલીયો બતાવું ! ભાભલડી*

---

* પ્રગટ થનાર " મંગળ સૂત્ર " માંથી.



# સીમંતીની

(રાગ—સરોવરે પાણીડાં ગઇ'તી સાહેલડી...ઢાળ)

આછા ગુલાબી સાળુડીયામાં, ગુલાબી આંખડી ઢાળી જી રે!
કનક કચોળું, જડાવ કંગવો,
તેલે સિંચોને કેશવાળી જી રે!—આછા.

ઉંડે ઉંડે ઉર કોડ ભરેલી, વંશ વધારણ વેલી જી રે!
મહિયર સાસરીયે કુલ સોહાગણ,
અમ્મર આશા ભરેલી જી રે!—આછા.

ધીરેથી ધરજે કુમ કુમ પગલી, ઉર હીરલો નવ લચકે જી રે!
જતન જીવનથી અદકાં કરજયો.
રૂડી અમ્મરવેલ હિંચે જી રે!—આછા.

ઉજ્વળ મુખડાં ઉર ઉજમાળાં; સુખ સોણાં ઉર પ્રકટે જી રે!
આછેરી આળસ ઘેનલ નયનાં,
દોહદ નવનવા ઉપજે જી રે!—આછા.

આજે અનૂપ ઉછરંગ સખિરી, મંગળ ઉત્સવ આંગણ જી રે!
કેશે મોંઘા મૂલાં મોતી પરોવું.
સેંથલ સિંદુર સિંચણ જી રે.—આછા.

નવલખ રાખડી નણદલ લાવે, અંતર આશિષ પ્રેરે જી રે.
મસ્ત મણિમય મૉડ સોહાવું.
માતૃ ભાવ શા લ્હેરે જી રે!—આછા.

શ્રીફળ ફોફળ ખોળે ભરાવું, પ્રભુ દે ફળ કુળ ફાલે જી રે!
દેવે દીધેલ એ તો પ્રભુનાં પરમ ધન.
સૂર સ્વપ્ને નવ પાળે જી રે!—આછા.

પિતરૂ તારણ અમુલખ લ્હાણાં, દૈવિદાન સુત દાતા જી રે!
મહિયર મેલો ને વ્હેલી વધામણી.
મલપંતી આવે માતા જી રે—આછા.

દીકરીનાં સુખડાં જોઇ જોઇ રાચે, દંપતી તરૂ ફળ દિવ્ય જી રે.
કોડ ભર્યાં સ્વજનો ઉજમાળાં,
અનન્ય અવસર ધન્ય જી રે!—આછા.

રસ સુંદરીના સુરસ વસંતે, ફોરે મ્હેંકલ મ્હોરો જી રે.
સિમંતીની રસકુંજ હિલોળે.
'મણિમય' સુતરસ ફોર્યો જી રે—આછા*

( શા. પાદરાકર. )



---

* પ્રગટ થનાર 'મંગળસૂત્ર' માંથી

# કન્યાની દામણી

( મારે આજની ઘડી તે રળિયામણી...ઢાળ )

સખિ! ક્યાંરે ખોવાણી મારી દામણી? જો,
    કોઇ લાવો જડયાની વધામણી જો—સખિ.
પીઠી ચોળણ અલંકાર કાઢીયા જો,
    કર્યું નાવણને વાળ મેં તો હોળીઆ જો—સખિ.
પહેરી સાડી આભૂષણ ઓપતાં જો,
    પણ દામણી મળે ન બધે ગોતતાં જો—સખિ.
સવા લાખની દાદાએ દીધી દામણી જો,
    એ તો ખોવાણી શોધી ઘણી ઘણી જો—સખિ.
એક શિરછત્ર નાથ છે, મુગટ મણિ જો,
    બીજી શિરપર બિરાજે મ્હારે દામણી જો—સખિ.
સાજન આવ્યું ને મંડપ છે ગાજીયો જો,
    કંથ આવી ચોરીમાં બિરાજીયો જો—સખિ.
સૌ સખિઓ તો થાતી ઉતાવળી જો;
    મારી દામણીએ કીધી બબાકળી જો—સખિ.
પીયુ શોધે તો ઝટ જડી આવશે જો,
    ચોરી બેઠા ને કોણ બોલાવશે જો—સખિ.
હા! હા! રેંટીયે ભરવેલ મળી દામણી જો,
    'મણિ'–હીરે જડી પીયુ નામથી જો—સખિ.*

[ શા. પાદરાકર ]

---

* પ્રગટ થનાર 'મંગળસૂત્ર' માંથી.

## ઝાંઝરણું.

ઝાંઝર અલકમલકથી આવ્યું રે,
મને વ્હાલાએ પગમાં પ્હેરાવ્યું રે;
 મારૂં ઝમકે ઝમઝમ ઝાંઝરણું.

એને ઘુઘરે ઘમકે તારલિયા,
 એને પડખે ચમકે ચાંદલિયા,

એને મોઢે તે બેઠા મોરલિયા,
 મારૂં ઝમકે ઝમઝમ ઝાંઝરણું.

એ રાજાએ માગ્યું ઝાંઝરણું,
 એ રાણીએ માગ્યું ઝાંઝરણું,

તોય વ્હાલે દીધું મને ઝાંઝરણું,
 મારૂં ઝમકે ઝમઝમ ઝાંઝરણું.

ઝાંઝર પ્હેરી પાણીડાં હું ચાલી,
 મારી હરખે તે સરખી સાહેલી,

એને ઠમકારે લોકની આંખ ઝાલી,
 મારૂં ઝમકે ઝમઝમ ઝાંઝરણું.

[રા. સુન્દરમ.]

# ફૂલની પાંખડી.

( ઢાળ: પ્રીતમ પરાહુના, મહારાજ ! )

ફૂલની પાંખડી લ્યો, પ્રાણ !
ઉરની એ અધુરી લ્હાણ;

અમીમય આંખને અહેશાન;
ફૂલની પાંખડી લ્યો પ્રાણ !

સ્વજન સ્નેહનાં ઝરણ રેલે,
દિલદરિયાવ અહો એ ઝીલે !

પ્રાણ પાંખડી ખીલી રહે,
ત્યાં બીજાં શાં સન્માન? ફૂલની૦

છલકાતા રસભાવ તરંગે,
પ્રકાશપરિમલ ઉછળે અંગે;

પ્રફુલ્લ આત્મકમળ ઉઘડે,
ત્યાં બીજાં શાનાં દાન? ફૂલની૦

અનંતદલ પર વ્હાલાં રે મ્હાલે,
અમરવેલ સુરતરૂ સમ ઝુલે;

પ્રીતિલક્ષ્મી પ્રભુમય પ્રગટે,
ત્યાં પ્રભુતાનાં રસપાન ! ફૂલની૦

દૃષ્ટિયોગમાં મધુરૂં હસતાં,
વ્હાલઉમળકે અધુરૂં વિલસતાં;

રસિયા જન કલ્લોલ કરે,
ત્યાં આધીનતાનાં તાનઃ ફૂલની૦

પ્રાણ સમા પ્રિયજનને પરિચય,
રૂમઝુમતું આમ જીવન રસમય;
એમાંની આ એક જ—
ફૂલની પાંખડી લ્યો પ્રાણ !
ઉરની એ અધુરી લ્હાણ;
અમીમય આંખને અહેશાન:
ફૂલની પાંખડી લ્યો પ્રાણ !

[રા. લલિતજી]

---

## ચન્દ્રદર્શન.

( ઢાળ : વ્હાલી સાંભળ્ય પેલી કોયલડી તરુવૃન્દમાં રે. )

વ્હાલી ! જોને પેલો ચાંદલીઓ આકાશમાં રે,
રમે વિલાસમાં રે !

શરદ્ પૂનમ રળિયામણી રાતે, સુન્દર તારલિયાઓ સાથે,
રાસ રમે એકાન્તે દિવ્ય અવાસમાં રે :
રમે વિલાસમાં રે, વ્હાલી૦

વ્યોમ મંડળે ખેલે રોહિણી, સરવરિયે તો ખીલે કુમુદિની:
રેલે અમીને ઉભય પરે ઉલ્લાસમાં રે,
પૂર્ણ વિલાસમાં રે ! વ્હાલી !

નભગંગામાં સ્નેહે ન્હાતાં, પરસ્પરે પ્રણયામૃત પાતાં,
થાતાં સમીપ, લઇ રોહિણીને પાસમાં રે,
કહે છે ન્હાસ મા રે! વ્હાલી!

રજનીએ તેજાંબર ધાર્યું, સજની! ત્હારૂં જીવન ઉજાળ્યું:
ભાળ્યું સુખ ચકોરે ચન્દ્રપ્રકાશમાં રે!
પ્રણયના પાશમાં રે! વ્હાલી!

એ ચાંદલિયા જેવું કાંઇ મેં જોયું જગમાંહે આંહી,
સુખડું ત્હારૂં વ્હાલી! નિર્મલ હાસ્યમાં રે:
રમ્ય ઉજાસમાં રે! વ્હાલી!

[ રા. જનાર્દન પ્રભાસ્કર. ]

---

## રાત્રિયે કોયલ.

( ઢાળ : કામણ દીસે છે અલબેલા ત્હારી આંખમાં રે. )

વ્હાલી, સાંભળ્ય પેલી કોયલડી તરુવૃન્દમાં રે,
ગાતી છન્દમાં રે૦ વ્હાલી.

શાન્ત રજનિમાં ચમકી ચાંદની,
જો આછી પથરાઇ વાદળી,
આવે ટહુકો અનિલલ્હેર કંઇ મન્દમાં રે
ગાતી૦ વ્હાલી૦

વ્હાલી! એ તુજને બોલાવે,
મીઠી મીઠીને મન ભાવે,

દે ની પાછો ટહુકો કોમળ કણ્ઠમાં રે,

ગાતી૦ વ્હાલી૦

ટુહૂ ટુહૂ કરી જો ફરી આવ્યો,
મીઠો રવ અમીરસ જો લાવ્યો,
કોયલડી રહી છપી ઝાડનાં ઝુંડમાં રે,

ગાતી૦ વ્હાલી૦

ચાલો પ્રિય! સુણિયે એ મીઠી,
મ્હેં મધુરી ગાનનદી દીઠી,
ચળકંતી ચાલે જે પેલા ચંદમાં રે,

ગાતી૦ વ્હાલી૦

[ રા. નરસિંહરાવ ભોળાનાથ દિવેટીઆ



# દર્શનેચ્છા.

( ઝીણા ઝરમર વરસે મેહ...એ ઢાળ )

મારા સુનાં મંદિરીયા માંહ્ય
ગાજે મધ રાતલડી
સખી એકલાં તે કેમ રહેવાય
ગાજે મધ રાતલડી
વાટડી જોતી હું જાગું વાલમની
હેરણાં હેરતી દ્વાર રે....ગાજે.
શીળા સમીર બહુ વાય ચહુ દિશના
અંગેથી પામરી ઉતારે....ગાજે.
અરધોપરધોક સખી? ઉગ્યો ચાંદલીયો
વીંટયો વાદળીએ ટોળે રે...ગાજે.
નાહક આમ તેમ ઘુમે ને એની
અમીરસ ચાંદની રોળે....ગાજે.
સોપો પડયો સૈ ઉંઘે આનંદમાં
નિદ્રા નહિં મુજ નેણે રે...ગાજે.
ઠરવાનાં ઠામ વિણ સુખ નવ સાંપડે
હૈડાસાં હાશ થાય શેણે?....ગાજે.
ભાંગી મધરાત સખી વાટડી જોતાં
હમણાં ઉષા મલકાશે રે....ગાજે.
દરશન વિણ શું વેરણ આ રજની
આમને આમ વહી જાશે....ગાજે.

[ રા. ત્રીભુવન, ગૌ. વ્યાસ

# રંગ હું તો ભૂલી.

[જોયા જગત ઘુમી એક જોગી રાજને...એ ઢાળ]

સાથિયો પૂર્યો ને મહીં રંગ હું તો ભૂલી
ભૂલ્યું ભૂલાય કેમ એમ? અલબેલડી?....સાથિયો.

બાગમાં ગુલાબ એક ખીલી રહ્યો'તો;
જોયું મહીં એકરૂપ, અલબેલડી?....સાથિયો.

ઉંચે આકાશ એક ખરતાં તારલીઓ;
દીઠી મહીં એક આંખ, અલબેલડી?....સાથિયો.

આવ્યો આકાશ નવચન્દ્રમા ઉગીને;
દીઠું મહીં એક મુખ, અલબેલડી?....સાથિયો.

કોયલડીએ આમ્રકુંજ કંઈ ગાયું;
સુણ્યો મહીં એક બોલ, અલબેલડી?....સાથિયો.

અંગુલિના સ્પર્શ સમાં ફૂલડાં અડયા અંગ;
નાઠી હું ઓરડે એકાન્ત અલબેલડી?....સાથિયો.

[રા. જનાર્દન પ્રભાસ્કર]




કોયલ તું મુજ બ્હેનડી રસ રંગીલી.
વાલમ વિરહે હું ઘેલડી રસ રંગીલી.
કોયલડી દે તુજ પાંખડી રસ રંગીલી.
પતિ જોવા આતુર આંખડી રસ રંગીલી.
કોયલ તુજ મીઠો સુર હે રસ રંગીલી.
રીઝે મમનાથ જરૂર હે રસ રંગીલી.
તું ઉડતી દેશો દેશ એ રસ રંગીલી.
લાવી દે કંઇ સંદેશ જો રસ રંગીલી.
હું માનીશ તારો પાડ એ રસ રંગીલી.
મુજ વાલમ કંઇ દેખાડજો રસ રંગીલી.
જીવણ છે જોબન વેશ એ રસ રંગીલી.
વાંકડીયા માથે કેશ જો રસ રંગીલી.
વાતું છે એની મીઠડી રસ રંગીલી.
એંધાણી જો કંઇ દીઠડી રસ રંગીલી.
છે તારે વાને વાન એ રસ રંગીલી.
જાણે કંઇ બીજો કહાનજો રસ રંગીલી.
હું જોતી બેસીશ વાટ એ રસ રંગીલી.
કોયલડી ટાળ ઉચાટ જો રસ રંગીલી.
જો ભાળ કંઇ લાવીશ એ રસ રંગીલી.
તું માગીશ તે આપીશ જો રસ રંગીલી.

[રા. દ્વિવેદી સાં. હ.]

# વસન્તદેવ

( ઢાળ: ગોવાળિયે ઘેલાં કીધાં રે ! )

દૂર દૂર દેશથી હો આજ :
વસન્તદેવ જોને પધારે.

સજી અંગે સ્નેહ કેરો સાજ :
વસન્તદેવ જોને પધારે.

પગલાં પડન્ત એનાં રૂપેરી રંગનાં;
નયનેથી નીતરે પ્રકાશ :
વસન્તદેવ જોને પધારે.

ઉરની સુવાસે સખિ ! ફૂલડાં વધાવતાં;
સ્ફુરાવે ઉરમાં ઉલ્લાસ :
વસન્તદેવ જોને પધારે.

કોકિલા કલ્લોલે કેવી દેતાં વધામણાં;
નર્તન્તા મોરલા મધુર :
વસન્તદેવ જોને પધારે.

અંકુરો ફૂટે છે ઉર આશનાં અનેરાં;
આંજે છે આંખડીમાં નૂર :
વસન્તદેવ જોને પધારે.

જીવનમાં જોમ નવું વ્યાપે, સાહેલડી !
પાયે છે પ્રેરણા અનન્ત :
વસન્તદેવ જોને પધારે.

વાંસળી વગાડે બ્હેન ! દિલને ડોલાવતી;
ગજાવે નાદ એ દિગન્ત :
વસન્તદેવ જોને પધારે.

વીંધે છે વિરહીનાં કાળજાં એ વાંસળી;
સતાવે દિન અને રાત :
વસન્તદેવ જોને પધારે.

દૂર દૂર દેશથી હો આજ :
વસન્તદેવ જોને પધારે.*

---

## વસંતિકા

વિશ્વ સદન આવી આ વસંતિકા મન મ્હાલતી મ્હાલતી.
વદને વદન હાસ્ય શા હસંત ! ભભક ભાવતી ભાવતી
ફાલી વસંત રૂડાં ફૂલ ફૂલડાં વેરતી;
વાડી વાટિકા વિરામે વિજન વને લ્હેરતી;
ડોલતી ઉર ખોલતી રસીકમન રીઝાવતી—વિશ્વ૦

સાખી.

નવ નવ સુધા રેલતી વાસંતી રસ રેલ;
વિશ્વ તણા આવાસમાં, રચતી મુદિત ખેલ.

ટહુકે કોયલ આંબલીઆ, ગાજે રણકારે આંબલીઆ;
ઉંચે ઝગે વિધુ તારલીઆ, નીચે આંજે જન લોચનીઆં—વિશ્વ૦

---

* 'રાસનિકુંજ' માંથી.

# કોયલડી ટહુકે મીઠું રે લોલ.

( ખમ્મા વીરાને જાઉં વારણે રે લોલ....એ ઢાળ. )

ટહુકે વસંત કુંજ કોકીલા ને કાંઇ
મોરલીનો સુર સંભળાય રે
કોયલડી ટહુકે મીઠું રે લોલ.

કાળી કોયલડી આંબલે ને કાંઇ
કરે મીઠાં ટહુકાર રે....કોયલડી.

કાળી છે ત્હારી દેહડી ને કાંઇ
ગીતે હૈયું પ્રફુલ્લ થાય રે....કોયલડી.

રસમય લાગે ત્હારી રાગણી ને કાંઇ
ટહુકે સરોવર પાળ રે....કોયલડી.

ઉરમાં ત્હારે એક મોરલી ને કાંઇ
કાલા ઘેલાં ત્હારા બોલ રે....કોયલ

હૈડે મ્હારે હતું ગીતડું ને
ગાઇ બતાવ્યું ત્હેં આજ
વેણુ લાગે ત્હારા મીઠડાં ને કાં
ગીતેથી હૈયું હરખાય
આંબાની ઉંચી ડાળે ચડીને
કોયલ કરે ટહુકાર રે..
મંજુલા ગીત સુણી, મોહ પામી ને કાંઇ
પામે જગતના જન રે...

સાખી.

વાસંતી આશિષતી, જગ જગમાં પથરાય;

વસુંધરા સુધાભરી, નંદનવન સમ થાય.

સોહે આવીરભાવ વીરી વસંતના,

ઝીલો આનંદ એના ઉડતા અનંતના.

વિશ્વભરી ચેતના જગાવતી, વિલાસતી, વિલાસતી;

વિશ્વ સદન આવી આ.......

(રા. મુળસુખલાલ દિવાન.)

---

## વસંતનાં વધામણાં

જો, જો, આંબલીયાની ડાળરે,

ટહુકે કોયલડી;

ગા ય છે—ગી ત ર સા ળ

સાંભળ સાહેલડી.—જો, જો.

ટહુકે એ કોકિલા આમ્રવન કુંજે.

મીઠલડા ત્હેના ટહુકાર.—જો, જો.

રૂડી વસંતના એ છે વધામણાં,

ટહુકે વધાવે ઋતુરાજ.—જો, જો.

ટહુકે ને ટહુકે ભાવ છે ભરેલા;

ભાવનાના પુર ઉભરાય.—જો, જો.

એક અજોડ ગીત ત્હારાં છે કોકિલા !

ગૂઢ પ્રેમના સંદેશા રેલાય.—જો, જો.

આવી વસંત સુણી ત્હારાં વધામણાં,

તોય ભોલી કોકિલા શું ગાય ?—જો, જો.

[રા. જયંતિલાલ. એમ. ઝવેરી.]

# કોયલડી ટહુકે મીઠું રે લોલ.

( ખમ્મા વીરાને જાઉં વારણે રે લોલ....એ ઢાળ. )

ટહુકે વસંત કુંજ કોકીલા ને કાંઇ
મોરલીનો સુર સંભળાય રે
કોયલડી ટહુકે મીઠું રે લોલ.

કાળી કોયલડી આંબલે ને કાંઇ
કરે મીઠાં ટહુકાર રે....કોયલડી.

કાળી છે ત્હારી દેહડી ને કાંઇ
ગીતે હૈયું પ્રફુલ્લ થાય રે....કોયલડી.

રસમય લાગે ત્હારી રાગણી ને કાંઇ
ટહુકે સરોવર પાળ રે....કોયલડી.

ઉરમાં ત્હારે એક મોરલી ને કાંઇ
કાલા ઘેલાં ત્હારા બોલ રે....કોયલડી.

હૈડે મ્હારે હતું ગીતડું ને કાંઇ
ગાઇ બતાવ્યું ત્હેં આજ રે...કોયલડી.

વેણ લાગે ત્હારા મીઠડાં ને કાંઇ
ગીતેથી હૈયું હરખાય રે...કોયલડી.

આંબાની ઉંચી ડાળે ચડીને
કોયલ કરે ટહુકાર રે....કોયલડી.

મંજુલા ગીત સુણી, મોહ પામી ને કાંઇ
પામે જગતના જન રે...કોયલડી.

# વસંતના વધામણાંને ચૂકશો મા.

( પૂછશો મા, કોઇ પૂછશો મા...એ ઢાળ. )

ચૂકશો મા કોઇ ચૂકશો મા,
વસંતના વધામણાંને ચૂકશો મા.

જીવનનાં વસંત કૈંક છાનાં વહી જાશે;
જીવનની કળીને કરમાવશો મા,
વસંતના વધામણાંને ચૂકશો મા.

કોયલના ટૌકા કૈંક છાના સરી જાશે;
હૈયાનાં અમીડાં સૂકાવશો મા,
વસંતના વધામણાં ચૂકશો મા.

વાટિકાનાં તેજ-મુખ છાનાં કરમાશે;
પુલડાંને ચૂમવાનું ભૂલશો મા,
વસંતના વધામણાં ચૂકશો મા.

પરિમલ-વાયરા કૈંક છાના લહરશે;
વીંઝણા ઢોળીને કોઇ ખાળશો મા,
વસંતના વધામણાં ચૂકશો મા.

સાૈદર્ય-પુવારે સખી? સ્નેહ રસ પાશે;
હૈયાં ઉકેલ્યા વિણ ચાખશો મા,
વસંતના વધામણાં ચૂકશો મા.

[ રા. યોગેન્દ્રકુમાર પટેલ. ]

# વસન્ત અને મેના.

મોંઘાં મોંઘાં મારી મેનાનાં મૂલ,
મેનાનાં મૂલ, મારી મીઠડીનાં મૂલ;
મારી દીઠડીનાં મૂલ.

મોઘાં મોઘાં રે મારી મેનાનાં મૂલ
વસન્તરાજની કેલી કૈલાસ સમી
ધરણીએ ધરિયા શૃંગાર રે;
મીઠડીનાં મોંઘેરાં મૂલ
મારી મીઠડીનાં મોંઘેરાં મૂલ....મોંઘાં૦

આંગણે વસન્ત, મારે હૈયે વસન્ત, જો !
વ્યોમે વિલસંતી વસન્ત રે

વસંન્ત નામ મારી મેના ગજાવતી,
આવ વીર વરનાથ ! વસન્ત;
મીઠડીનાં મોંઘેરાં મૂલ,
મારી દીઠડીનાં મોંઘાં મૂલ....મોં૦

[રા. મૂળજી દુર્લભજી વદ ]



# અબોલડા શાને લીધા રે.

[શેના લીધા મ્હારા શ્યામ અબોલડા શેના લીધા રે...એ ઢાળ.]

શાને તે કોયલ બ્હેના,
અબોલડા શાને લીધા રે?

મુકીને ગીત મજેનાં,
અબોલડા શાને લીધા રે?

આંબે તે મ્હોર આવ્યા લુંબેને ઝુંબે.
મંજરીના રસ અણપીધા રે,
અબોલડા શાને લીધા રે?

ખીલી વસંત ખીલ્યા વગડા ને વાડિયો,
ત્હારી વાંસળીના સુર અણવીંધ્યા રે;
અબોલડા શાને લીધા રે?

કોણ વસંતનાં વધામણાં વધાવે,
સ્વાગત કોઈએ ન દીધા રે;
અબોલડા શાને લીધા રે?

આવડાં તે રૂસણાં શિદને લીધાં,
કરવા તે વેણ કોણે કીધાં રે;
અબોલડા શાને લીધા રે?

કોણે ટપાર્યાં? મ્હેણલાં માર્યાં?
કોણે તે દુભવી દીધાં રે?
અબોલડા શાને લીધા રે?

સુની વસંત સુના બાગબગીચા,
આવો ગજવવા સીધાં રે.
અબોલડા શાને લીધા રે?
[શા. ચંદ્રકાંત મંગળજી ઓઝા.]

---

## સુનેરી ચાંપલિયો.

મારા તે બાગમાં ચાંપલિયો; ચાંપલિયે તો મોરરે, સુનેરી ચાંપલિયો.
કરે કળા તે રૂડી રાજતી; હુનાળે નમતે પ્હોર રે ,,
ભર્યા નિર્મળ શા ક્યારડા; લીલા દીપે છોડ રે, ,,
ઠંડી સુગંધી ધીરી માધુરી; વધે ત્યાં મનમાં કોડ રે ,,
રંગ રંગ જોઈ થાઉં રંગિલી, આવજો ત્યાં
સહુ બેન રે, ,,
આપણ કરીશું નેહ ગોઠડી; ગાશું નર્મદ વેણ રે, ,,

---

## વસંતમાં ભૂલી ભાન.

(ઢાળ : મોહે ઘર આજ રંગીલી રેન, કે પ્રીતમ પરાહુના, મહારાજ !)
સુખદ આ વસન્તમાં ભૂલી ભાન, વિવશ તું કાં બની, સજની ?
વીખરી તુજ વાળ રહ્યા ઢરી ભાલ, વિવશ તું કાં બની, સજની ?
લ્હેરંતી જ્યોત્સ્ના આકાશે, ચંદા સ્મિત નિજ તેથી પ્રકાશે;
ઢાળંતી મલ્લિકા ચોપાસે ઢગલિયો સુગન્ધની, સજની !
સુખદ૦

જો શું બપૈયા બોલ ઉચ્ચારે, પિઉ પિઉ કરી શા મધુર પુકારે;
કુહૂ કુહૂ સહુ કુંજાગારે વાણી કોકિલા તણી, સજની!

સુખદ૦

હસે ચંદ જો મધુરે હાસે, આ મુખચંદ મલિન કાં ભાસે?
કરે ગાન પંખી ઉલ્લાસે, અબોલા તું કાં ઘણી, સજની?

સુખદ૦

ચાલ્ય કુંજ વીણોં માલતિ ખીલી, માળા ગૂંથિયે, ઊઠય, હઠીલી!
ગીતડાં ગાઇ ગાઈ રસીલી! સુખે ગાળિયે રજની, સજની!

સુખદ૦

[ રા. નરસિંહરાવ ભોળાનાથ દિવેટીઆ. ]

---

## થનગન વનમાં નાચે વસંતડી.

(સરોવરે પાણીડાં ગઇ'તી સાહેલડી...એ ઢાળ.)

થનગન વનમાં નાચે વસંત હો?
હૈયાની કુંજ મારી હૂલે ને ઝૂલે.
ઉંડેરી એક તહીં બોલે કોયલડી,
ડોલે વસંતડી ફૂલે ફૂલે....થનગન.
ઉજળા આકાશમાં ઉઘડે વસંત હો?
દિન દિન રંગે કંઇ નવલા ઝરે,
રંગે રંગે મારી ચમકે આંખલડી,
ઠમકે વસંતડી ધરણીપરે....થનગન.

રસ રસ કરતી રેલે વસંત હો ?
તરસી જગત અમીબિન્દુ ઝીલે.

હૈયે મ્હારે ધારા ફૂટે મીઠલડી,
લૂંટે વસંતડી છલકે ખીલે....થનગન.

ઝાડીના ઝુંડમાં હિંચે વસંત હો ?
પાને પાને કળી મીંચાઇ હસે,

ઘેલી ઘેલી લાગે મારી વાતલડી,
જાગે જાગે વસંતડી નસે નસે....થનગન.

લીલા લલિત નવી લાવે વસંતડી,
ઘેરાં ઘેરાં મારાં નયણાં ફરે,

હૈયે નવલ મ્હેક મ્હેકે રસિકડી,
લ્હેકે વસંતડી શમણે સરે...થનગન.

ઝીણું ઝીણું કંઇ ગૂંજે વસંત હો ?
ઊંડા ઊંડા ઉર ભડકા ઢળે,

આઘે આઘે સખિ વાજે વાંસલડી,
આજે વસંતડી એ શું છળે?....થનગન.

[ રા. ખબરદાર. ]

# કોયલડીને.

(સરોવર પાણીડે ગઇ'તી સાહેલડી...એ ઢાળ.)

કુંજવનમાં કુજે કોયલડી ? તારા તે સૂર કાંઇ કામણ ભર્યાં.
ટહૂકે ટહૂકે ચિત્ત ચોર્યાં કોયલડી ?
ટહૂકે તારા સૌ મનડાં હર્યાં ?....કુંજન વનમાં.

સુંદર સરોવર કાંઠે, કોયલડી ? મીઠા આંબલિયા ફાલ્યા ફુલે;
ઉંચી એ ડાળીએ બેસી, કોયલડી ?
વનના સમીરણે ટહુકા પૂરે....કુંજન વનમાં.

આંબાના મ્હોર શા મ્હેંકે, કોયલડી ? વનના વાયુમાં સુરભી ભરે?
ખાતી ખાતી મ્હોર મીઠું ગાજે કોયલડી ?
મીઠા એ સુરના રેલા ઝરે....કુંજન વનમાં.

નજરે નિહાળું ના, બ્હેનાં કોયલડી? તારા એ સૂરનાદ ગગને ગ્હુકે;
સમજાય નવ એ ગીતડાં, કોયલડી ?
જાણું શું બ્રહ્મલોક મંત્રો ભણે....કુંજન વનમાં.

ગાજે ગાજે કાંઇ ગીતો, કોયલડી ? તારાં એ ગીત મારે હૈયે રમે;
કલ્લોલિની તું, કાળી કોયલડી ?
કુજન પ્રિય ત્હારાં મુજને ગમે ?....કુંજન વનમાં.

[રા. જગુભાઇ મો. રાવળ.]

## રસોત્સવ.

(આજે ઉત્સવ ફુલડોલનો...એ ઢાળ.)

ઉગ્યો પૂનમનો ચંદ (૨)
આજે ઉત્સવ રસ દેવનો ?

રેલે રોશની જલવંત (૨)
આજે ઉત્સવ રસ દેવનો ?

બોલે કોયલ ત્યાં ડોલે રસાત્મ કંઇ,
એનો અનેરો આનંદ:

એના એ બ્રહ્મબોલ, પ્રણયીના પ્રેમ કોલ,
પ્રગટે એ રીત શું વસંત....આજે....

રસની કો જોગણો વિજોગણો મળીને,
આજે રસરાજ આ રચંત:

સ્નેહના સોહાગી, રસરાગી, રસઘેલડાં,
રસિયાંના રાસ એ ઝીલંત....આજે....

કુંજે હયાની આજ ગુંજે શા પ્રેમમંત્ર,
મોહનની મુરલી બજંત:

એ મુરલીની તાન, દેતી ભૂલાવી ભાન,
સરતાં રસગાન એ દિગંત....આજે....

[રા. જનાર્દન પ્રભાસ્કર.]

# ગુલાબનાં ફૂલ લેવા.

હું તો ગઈ'તી ગુલાબનાં છોડે
ગુલાબનાં ફૂલ લેવા
મ્હને આવીને ત્યાં કો સતાવે
ગુલાબનાં ફૂલ લેતાં.

હું તો ગઈ'તી ઉદ્યાનની વાટે
ગુલાબનાં ફૂલ લેવા
મ્હને પાછળથી આવી કો ઝાલે
ગુલાબનાં ફૂલ લેતાં.

હું તો ગઈ'તી સરિતાને ઘાટે
ગુલાબનાં ફૂલ લેવા
કોઈ આવી પાલવ મ્હારો ઝાલે
ગુલાબનાં ફૂલ લેતાં.

હું તો ગઈ'તી રસગંગાને આરે
ગુલાબનાં ફૂલ લેવા
કોઈ રસિયો ત્યાં રસબાણ ફેંકે
ગુલાબનાં ફૂલ લેતાં.

મ્હેં તો ઉંચી કરી રે અંગુલિ
ગુલાબનાં ફૂલ લેવા

મ્હને નેહ તણા બાણે ત્યાં વીંધી
ગુલાબનાં ફૂલ લેતાં.

હું તો ગઇ'તી સાહેલડી ? કાલ
ગુલાબનાં ફૂલ લેવા,

પણ ભૂલી ત્યાં દેહતણું ભાન
ગુલાબનાં ફૂલ લેતાં.

[ રા. છોટુભાઇ ના. જોશી ]

---

## ફુલડાં લ્યો ફુલડાં લ્યો.

ફુલડાં લ્યો ? ફુલડાં લ્યો ?
મીઠાં ફુલડાં લ્યો ? ફુલડાં લ્યો ?

સાખી:—દિવ્યભૂમિની વાડીનાં, ફુલડાં વીણી આજ,
અણમોલાં વણ મૂલ હું વ્હેંચું પ્રેમ થકી જગમાંજ.
મીઠાં ફુલડાં લ્યો ? ફુલડાં લ્યો ?

શિશુનાં સ્મિત અનિમિત્ત જે, વેરાતાં જગમાંહિં,
ત્હેની બની આ જુઇની આપું, લલિત કળી લ્યો ભાઇ ?
મીઠાં ફુલડાં લ્યો ? ફુલડાં લ્યો ?

મુગ્ધા નિરખી કાન્તને મલકાવે મુખ કાંઇ,
ગાલે રમતી ગોળ ત્યહાં લહરી, ત્હેની મધુર આ જાઇ.
આપું, રસિયા લ્યો ? રસિયા લ્યો ?

આંસુ ઢાળી શિશુ ચુમ્બતી નુતન વિધવા દીન,
એ ચુમ્બન સૌરભભર્યાં આપું માલતી કુસુમ નવીન.
મીઠાં પુલડાં લ્યો ? પુલડાં લ્યો ?

વિશ્વપતિના ચરણુમાં અર્પું પુલડાં એહ,
ને રહેતાં અવશેષ તે, વ્હેંચુ વિશ્વ વિશે ધરી સ્નેહ.
મોંઘાં પુલડાં લ્યો, પુલડાં લ્યો.

[રા. નરસિંહરાવ ભોળાનાથ દિવેટીઆ.]

---

## ગુણીયલ ગજરો.

( મોહનજીએ મેલ્યું રે મોસાળું...એ ઢાળ )

માલણ ગુંથી લાવ ગુણીયલ ગજરો
તારા ગજરાનો માનીશું મજરો....માલણ૦

તારા ગજરાનું આપીશું મૂલ,
માંહી ગજરાનું ગુંથજે ગુલાબનું પુલ;
જે તું કહીશ તે કરશું કબુલ....માલણ૦

જેવી તારી હોય ચતુરાઇ,
તેવી કરજે તેની સરસાઇ;
કાંઇ બાકી ન રાખીશ બાઇ...માલણ૦

એવી કરજે કારીગરી એમાં,
જુગ્તિ હોય જોવા જેવી એમાં
મોહ પામે મુનિવર તેમાં...માલણ૦

વર લાડકડાને રે કાજે,
એવો ગુંથજે ગજરો તું આજે;
જેવો છત્રપતિને છાજે....માલણ૦

એમાં જુગ્તિ જોવાજોગ જાણી,
જુએ અંગમાં ઉમંગ આણી;
રીઝે રાજા અને વળી રાણી....માલણ૦

તને આપીશ હીરાના હાર,
વળી સોળ સારા શણગાર;
ઉપર હેમની મહોર હજાર....માલણ૦

કવિતાની કિંમત ઉર આણે,
એજ ગજરાનું મૂલ પ્રમાણે
દાખે **દલપત** બીજા શું જાણે....માલણ૦

[સ્વ. દલપતરામ.]

---

## ફૂલબાળા

હાં રે, ઘેલી-ઘેલી એકલી ફૂલબાળા!
  હો! રાસ રઢિયાળા મૂકી જશો ન લોલ:
હાં રે, પેલી-પેલી અધુરી ફુલમાળા
  હો! રંગ એ રૂપાળા ભૂલી જશો ન લોલ.

સાખી: લોચન ચઢશે મેહુલો, ચાતક કરશે સાદ;
પલપલ હેત-ઉજાસમાં ખીલે બકુલ ગુલાબ.



હાં રે, જેવી–જેવી મધુરી વીજઅજવાળા,
હો પંથ એ નીરાળા ચૂકી જશો ન લોલ;

હાં રે, એવી–એવી હઠીલી ફૂલબાળા!
હો! રાસ રઢિયાળા મૂકી જશો ન લોલ.

સાખી : મસ્તક ધરશું મોગરો, ચરણે ડોલર પુંજ;
પધાર પ્રભુની લાડિલી! કરિયે ઘડીની ગુંજ.

હાં રે, પ્રાણક્યારા હસે છે હરિયાળા,
હો! સાથ એ રસાળા તજી જશો ન લોલ.

હાં રે, વ્હેલી–વ્હેલી, રીસેલી ફૂલબાળા!
હો! રાસ રઢિયાળા મૂકી જશો ન લોલ.

સાખી : ફૂલ ફૂલ વાસ–પરાગમાં ભરી જા અંતરભાવ;
આપ જગતને, બ્હેન ઓ! ફૂલ જીવનનાં લ્હાવ.

હાં રે, ગુંથો–ગુંથો અમર વરમાળા,
હો! આતમ ઉજમાળા મેલી જશો ન લોલ;

હાં રે, ઘેલી–ઘેલી અકેલી ફૂલબાળા!
હો! રાસ રાઢયાળા મૂકી જશો ન લોલ.

[ રા. દેશળજી પરમાર ]

# મોગરાનું ફૂલ

(ઢાળ: નિંદર ભરી રે ગુલાલે ભરી)

મ્હેકી રહ્યું રે. હો! મ્હેકી રહ્યું,
મોગરાનું ફૂલ જો મ્હેકી રહ્યું.

પ્રસરે સુવાસ સખિ! દીપે આવાસ જો!
અંતરના તાપને ટાળી રહ્યું:
મોગરાનું ફૂલ જો મ્હેકી રહ્યું.

વીરાને કાજ મોંઘી મોગરાની માળા;
ગૂંથવાને દિલડું મોહી રહ્યું:
મોગરાનું ફૂલ જો મ્હેકી રહ્યું.

રંગે ફીકાશ તોય ગુણે સોહામણું,
જગે સૌ ગુણને જો પૂજી રહ્યું:
મોગરાનું ફૂલ જો મ્હેકી રહ્યું.

રણમાં જીતીને મ્હારો વીરોજી આવશે,
કંઠે હું હેતથી એ અર્પી રહું:
મોગરાનું ફૂલ જો મ્હેકી રહ્યું.

સ્નેહે સ્વીકારશે ગુણિયલ વીર એ;
વીરાના ગુણને એ મળતું ખરું:
મોગરાનું ફૂલ જો મ્હેકી રહ્યું.*

(રા. મૂળજીભાઇ પી. શાહ)

* 'રાસ નિકૂંજ' માંથી.

# ફુલડે મધુ ઝરે.

વેલીએ ઝુલ્યાં નવરંગ પુલડાં
કે પુલડે મધુ ઝરે રે લોલ:
આવજો એ મધુના પીનારાં
આમંત્રણ એ કરે રે લોલ!
આવ્યા આવ્યા ઉડતા વાડીના ભમરા
પુલફરતે ફરે રે લોલ:
ફરતા પુલની ફરતે પુદડી
મધુર ગુંજનો કરે રે લોલ!
ગુંજનના ગેબી રણકાર
કે વાતાવરણ ભરે રે લોલ:
ગુંજનમાં સ્નેહીના ભણકાર
પ્રણય ગીતો સ્મરે રે લોલ!
ચૂમતાં પુલ તણી પાંદડીઓ
પાંદડીઓ નમે રે લોલ:
રસરસિયાંનું અમુલખ દૃશ્ય
નયનને જોવું ગમે રે લોલ!
ફુલના પુંકેશર ને પરાગ
આલિંગનથી ખરે રે લોલ:
પરિમલ પસરે ચારે દિશ
પ્રમુદિત ઉરો કરે રે લોલ!
જગવે પ્રેમી ઉરમાં પ્રેમ
કે સુખનાં સ્વપ્નો તરે રે લોલ:
સુખના સહભાગી થઇ એમ
જીવન જીવવાં ગમે રે લોલ!*

(રા. જનાર્દન પ્રભાસ્કર)

* 'રાસ નન્દિની' માંથી.

# હયો, હયો, ફુલડાં વરસે મારી વાડીમાં.

હયો, હયો, ફુલડાં વરસે મારી વાડીમાં
મારી વાડીમાં અમર વસંત રાજ?
હયો હયો ફુલડાં વરસે મારી વાડીમાં

હાંરે મેં તો મોતીડે પૂર્યું મારૂં આંગણું
મારે આંગણે ફુલડાંની રસરેલ રાજ?
હયો હયો ફુલડાં વરસે મારી વાડીમાં

હાંરે મેં તો મોતીડે વધાવ્યાં રસ ફુલડાં
એ ફુલડે ભરી મેં રસ છાબ રાજ?....હયો, હયો.

હાંરે ગૃહ કુંજે કુંજે મેં વ્હાણા કર્યાં
કુંજે કુંજે કોયલના કલ્લોલ રાજ?....હયો, હયો.

હાંરે કુંજે કુંજે મોતી ને ફુલ ઉભરે
કુંજે કુંજે વધાવ્યા ભગવાન રાજ?....હયો, હયો.

હયો, હયો, ફુલડાં ખીલે નિજ કુંજમાં
હયો હયો ફુલડાં વેરૂં વિશ્વ કુંજમાં

હયો હયો ફુલડાં વરસે મારી વાડીમાં
હયો હયો ફુલડાં હરીનાં હેતદાન રાજ
હયો હયો ફુલડાં વરસે મારી વાડીમાં.

ર. મુળજી દુર્લભજી વેદ. ]

# રસિકજન ફુલડાં લ્યો.

[ સુંદર વેણુ વાગી, વેણુ વાગી...એ ઢાળ. ]

રસિક જન ? ફુલડાં લ્યો, ફુલડાં લ્યો ?
હું તો લાવી છું દેવવાડી વેડીઃ
રસિક જન ? ફુલડાં લ્યો, ફુલડાં લ્યો

પરિમલ પમરે પ્રભુપ્રસાદ કેરીઃ
દેવકીર્તિ સમી ઘેરી ઘેરી
રસિકજન ? ફુલડાં લ્યો, ફુલડાં લ્યો ?

તેજબાળ સમી દિવ્ય કાંતિવાળાંઃ
સ્વર્ગસુંદરી શાં કોમળાં–રૂપાળાંઃ
રસિક જન ? ફુલડાં લ્યો, ફુલડાં લ્યો ?

બાલહાસ્ય સમાં અમૃતે સીંચેલાંઃ
યક્ષકન્યાની નયનકીકી જેવાંઃ
રસિક જન ? ફુલડાં લ્યો, ફુલડાં લ્યો ?

[ રા. સીતારામ શર્મા. ]




[ ઢાળ : જોયા જગત ઘુમી એક જોગીરાજને ]

વ્હાલાને કાજ વીણું ફુલડાં રૂપાળાં,
વીણું વીણું ને પડી જાય અલબેલડી;
વ્હાલાને કાજ.

વ્હાલમને કાજ ગુંથું ફુલડાની માળા,
ગુંથું ગુંથું ને ગુમ થાય અલબેલડી;
વ્હાલમને કાજ.

માળા શોધંતી હું ઘુમુ ભોળી બાળા,
જાણું ન કોણ ચોરી જાય અલબેલડી;
વ્હાલમને કાજ.

વ્હાલીડો રોજ મારી વાડીમાં આવે,
છાનો નિહાળી મને જાય અલબેલડી:
વ્હાલમને કાજ.

માળા ચોરાણી નિહાળી ઠગારો,
છુપો છુપો હરખાય અલબેલડી;
વ્હાલમને કાજ.

જાણું ના તેમ કહી છું રહી તે,
પુલડે નવાજી મ્હને જાય અલબેલડી;
વ્હાલમને કાજ.

કાળી કાળી નીજ આંખડી નચાવતો,
આંખલડી મુજ દાબી જાય અલબેલડી;
વ્હાલમને કાજ.

દોડી દોડી મ્હને થાકેલી ભાળી,
છુપો તે ચોર મલકાય અલબેલડી;
વ્હાલમને કાજ.

સંતાકુકડી બ્હેન આવી આવી તે,
રમતો સતાવી મુને જાય અલબેલડી;
વ્હાલમને કાજ વીણું પુલડાં રૂપાળાં.

[ રા. સ્નેહરશ્મિ.]



## કાનુડા તું તો ખેતરમાં વ્હેલો વળજે રે.

( સુખડાની માયા લાગી...એ ઢાળ. )

ખેતરમાં વ્હેલો વળજે રે, કાનુડા તું તો....
ખેતરમાં વ્હેલો વળજે.

ઉનો ઉનો પોંખ પાડી, પુંકી પુંકી ખાશું અલ્યા?
ઢેબરૂં ભાવે તો વ્હેલો આવજે....કાનુડા તું તો....

લીમડાની ડાળે બેશી, હોંશથી હીંચીશું હોંકે,
રાગડા લાંબેથી લલકારશું...
....કાનુડા તું તો....

ગોધીયું પલાણી વ્હાલા? ભેંસો પાવા આપણ જાશું,
ન્હાશું ન્હવાડશું તલાવડીમાં સૌને હાં...
....કાનુડા તું તો....

સ્વર્ગના સંબંધી મારા, નિત્યના સંગાથી વ્હાલા,
મોરલી મધુરી રખે ભૂલતો...
...કાનુડા તું તો...
મોરલી મધુરી રખે ભૂલતો...

[રા. કૃષ્ણસખા.]

# કહાનો કાલિંદીને કાંઠડે.

મથુરાથી નીસરી ગોવાલણી રે રાજ !
રાધિકા રંગીલી વ્રજનાર રે,....કહાનો કાલિંદીને કાંઠડે.

મહીની મટુકી ભરી સંચરી રે રાજ !
વ્રજના મારગડે જાય રે,....કહાનો કાલિંદીને કાંઠડે.

ઘેરી ઘટાને ઉંચા ટેકરા રે રાજ !
ઉંડા યમુનાજી કેરા ઘાટ રે,...કહાનો કાલિંદીને કાંઠડે.

ગોધન ચરેને બંસી બજે રે રાજ !
કાનુડો કદંબ કેરી ડાળરે,....કહાનો કાલિંદીને કાંઠડે.

ગોરસ ઘોને ગોરી દાણમાંરે રાજ !
યમુના ઘાટ રખવાલ રે,....કહાનો કાલિંદીને કાંઠડે.

એંથી ગોવાલણી ને ગોરસી રે રાજ !
ફોડયાં મહી કેરાં માટ રે,...કહાનો કાલિંદીને કાંઠડે.

ગોરસ ઢળે ને ગોરી નીતરે રે રાજ !
મુખડાની લટ ભીંજાય રે,...કહાનો કાલિંદીને કાંઠડે.

જોજે જશોદાના લાડકા રે રાજ !
કેવો ઘડાવું ત્હારો ઘાટ રે,....કહાનો કાલિંદીને કાંઠડે.

મથુરાથી નીસરી ગોવાલણી રે રાજ !
રાધિકા રંગીલી વ્રજનાર રે,...કહાનો કાલિંદીને કાંઠડે

# મેહુલો ગાજે.

મેહુલો ગાજે ને માધવ નાચે
રૂમઝમ વાગે પાયે ઘુઘરડી

તાલ પખાજ વગાડે રે ગોપી
કૃષ્ણ વગાડે વેણું વાંસલડી...મેહુલો ગાજે

પહેરણ ચરણાં ને ચીરે ચુંદલડી
ઓઢણ આછી લોમલડી

દાદુર મોર પપૈયા રે બોલે
મીઠી શી બોલે અલી કોયલડી...મેહુલો ગાજે

કા'ન જમનાધર કા'ન બંસીધર
કા'ન વૃંદાવન અવતાર રે

કા'ન નરસૈંયાની જીભલડી રે
જેણે ગાયો રાગ મલ્હાર રે....મેહુલો ગાજે



# ઘેલી મહિયારણ ગોકુળ ગામની.

ઘેલી મહિયારણ રે ગોકુળ ગામની,
ત્હારાં તે મહી કોણ લેશે ?
મહિયારણ રે ગોકુળ ગામની.

અમૃત સરીખાં રે ગોરસ ઠારીયા
મોંઘા તે દાણ કોણ દેશે ?
મહિયારણ રે ગોકુળ ગામની.

રૂપલા ઇંઢોણી રે મટુકી મહી માથડે,
વ્રજમાં જાવા કોણ દેશે.
મહિયારણ રે ગોકુળ ગામની.

સોનલ દામણી રે સેંથલે કુમકુમ પૂર્યાં
રૂમઝુમ ઘુઘરી ગાજે,
મહિયારણ રે ગોકુળ ગામની.

વેગે મા જાતી રે ગોરસ ઢોળાય છે
ગોરીનાં ચીર કાંઇ ભીંજે
મહિયારણ રે ગોકુળ ગામની.

ભીંજે ચુંદલડી રે રંગ કાંઇ આછાં ઝરે,
હૈયાં રંગાય રસ ભીને
મહિયારણ રે ગોકુળ ગામની

# ગોવાલણ ગોકુળ ગામની.

હું રે ગોવાલણ રે ગોકુળ ગામની,
અમ્મારાં મહી કોઇ લ્યો રે;
ગોવાલણ રે ગોકુલ ગામની.

તમ્મારાં મહીના રે શા મૂલ ગોવાલણ,
મહીડાના મૂલ અમૂલ;
ગોવાલણ રે ગોકુળ ગામની.

મહીના રૂપાનાં રે કે મૂલડાં દઇએ ગોવાલણ,
રૂપાથી મહી ના મૂલાય;
ગોવાલણ રે ગોકુળ ગામની.

મહીના સોનાનાં રે કે, મૂલડાં દઇએ ગોવાલણ,
સોનાથી મહી ના મૂલાય;
ગોવાલણ રે ગોકુલ ગામની.

મહીનાં મોતીનાં રે કે મૂલડાં દઇએ ગોવાલણ,
મોતીથી મહી ના મૂલાય;
ગોવાલણ રે ગોકુળ ગામની.

હું રે ગોવાલણ રે ગોકુળ ગામની,
અમ્મારાં મહી કોઇ લ્યો રે;
ગોવાલણ રે ગોકુળ ગામની.

તમારા મહીડાં રે હે ગોરાં ગોવાલણ,
પીવાને મનડાં લોભાય:
ગોવાલણ રે ગોકુલ ગામની.
મુરલીના નાદનાં રે કે મૂલડાં આપો ગોવાળીઆ
અમને રમાડો રાસ,
ગોવાલણ રે ગોકુલ ગામની.
શરદ પૂનમની રે કે રૂડલી રાતે ગોવાલણ,
આવજો જમુના તીર;
ગોવાલણ રે ગોકુલ ગામની.

---

## વનમાં આવીયા રે લોલ.

શરદનીશાએ શ્રી મહારાજ, કે વનમાં આવીયા રે લોલ;
મધ્યનીશાએ વજાડી વિણ, કે ગોપીકા ચાલીયાં રે લોલ.
શ્રવણે સુણી મોરલીનો નાદ, કે સહુ વ્યાકુળ થયાં રે લોલ;
જે જેમ હતું પોતાને ધામ, તે તેમ નીસર્યાં રે લોલ.
જુએ નયણાં ભરી ભરી નાર, કે ગોપીકા સહુ મળી રે લોલ:
વચન બોલ્યા શ્રી મા'રાજ, કે કહો કેમ આવીયાં રે લોલ.
રંગભર રાસ રમાડો નાથ, કે શરદ સોહામણી રે લોલ;
ઉગ્યો સોળ કળાનો ચંદ્ર, કે હાલડી રળીયામણી રે લોલ.
વાજે તાલ પખાજને ઝાંઝ, કે વિણા વાંસળી રે લોલ;
નાચે નરસિંહ નંદકુમાર, કે ગોપીકા સહુ મળી રે લોલ.
ચોકમાં ફરતી વ્રજની નાર, કે વચ્ચે રાધા હરિ રે લોલ;
રૂપે રૂડો નૈરસૈંનો નાથ કે મનમાં ભાવતા રે લોલ.

# ગરબે રમો તો વ્હેલા આવજો.

જુનાગઢથી ઉતરી ગોવાલણી રે
મથુરામાં ઉતરીયા કહાન રાજ
ગરબે રમો તો વેલા આવજો રે.

ત્હમને ઉતાર દેશું ઓરડા રે
દેશું દેશું મેડીના મ્હેલ રાજ—ગરબે રમો તો.

ત્હમને દાતણ દેશું દાડમી રે
દેશું દેશું કરણાંની કાંબ રાજ—ગરબે રમો તો.

ત્હમને નાવણ દેશું કુંડીયું રે
દેશું દેશું નદીના નીર રાજ—ગરબે રમો તો.

ત્હમને ભોજન દેશું લાપશી રે
દેશું દેશું ઘેબર કંસાર રાજ—ગરબે રમો તો.

ત્હમને મુખવાસ દેશું એલચી રે
દેશું દેશું બીડાં સોપાન રાજ—ગરબે રમો તો.

ત્હમને પોઢણ દેશું ઢોલીઆ રે
દેશું દેશું હીંડોળા ખાટ રાજ—અરબે રમો તો.

## લાડકવાયો લાલ ન કીજીએ.

( રાગ સારંગ. )

ઓ જશોદાજી એવડો લાડકવાયો લાલ ન કીજીએ,
રે ક્યાં સુધી સુતનાં ચોર ચરિત્ર જોઇને રીજીએ,

વ્હાલે કૌતુક કીધું મંદિરમાં
એક માખણ પીંડ લીધો કરમાં;
એણે માંકલડાં ઘાલ્યાં ઘરમાં,—ઓ જશોદાજી

વ્હાલો સુતાં બાળકનાં અંગ મોડે,
મારાં બાંધ્યાં વાછરડું છોડે;
દહીં દુધ તણી રંજાડ કરે—ઓ જશોદાજી.

વ્હાલો સંતાડયાં શોધી કાઢે,
મૂકયાં ઉંચાં નીચાં પાડે;
શીંકેથી ફોડી ધાર કરે—ઓ જશોદાજી.

દયા પ્રીતમના સ્વામી રસીયા,
અમ રંક ઘેર આવી વસીયા;
ધન્ય ભાગ્ય ફળ્યું વ્રજમાં વસીયા.—ઓ જશોદાજી.

## વ્હેલા પધારજો રે લોલ.

( આ શો રૂડો બંસીબટનો ચોક...એ ઢાળ. )

વ્હાલા મ્હારા વૃન્દાવનને ચોક કે વહેલા પધારજો રે લોલ.
વ્હાલા મ્હારા ગોકુળની વ્રીજનાર કે વેગે બોલાવજો રે લોલ.
હમને રાસ રમ્યાના કોડ કે નાથ સંગ બેલડી રે લોલ.
રૂડો બંસીબટનો ચોક કે કુંજ શોભા ઘણી રે લોલ.
રૂડું જમનાજીનું નીર કે તટ રળિયામણું રે લોલ.
મળીઓ વ્રીજવનિતાનો સાથ કે તાલીદે હાથશું રે લોલ.
ફરતાં ગાન કરે વ્રીજનાર કે વનમાં વ્હાલમા રે લોલ.
રૂડી શરદ પૂનમની રાત કે સુંદર સોહામણી રે લોલ.
રૂડાં પારિજાતકના પુષ્પ કે પ્રભૂને વધાવીઆ રે લોલ.
બ્રહ્મા રૂદ્ર ધરે એનું ધ્યાન કે પાર પામે નહિ રે લોલ.
નાચે નરસૈયો સુખ જોઇ કે લીલા નાથની રે લોલ.

---

## ઝુલો શ્રી નન્દજીના લાલા.

ઝુલોજી ઝુલોજી ઝુલો પારણીએ
ઝુલો શ્રી નન્દજીના લાલા (૨)
સોનેરી પામરીને તલેરી મખમલ
રે શ મી દો રી વા ળા.......પારણીએ
જોવાને લોકો ટોળે રે વળીયાં
જુગના જીવન હારા.......પારણીએ

પુરૂષોત્તમને પ્રેમથી ઝુલાવું
ઝુલાવે વૃજની બાળા......પારણીએ

ન્હાનકડા નટવરને ઝુલાવું
વારી વારી જાઉં નંદલાલા......પારણીએ

દેવો આવીને પુષ્પે વધાવે
જય જય તારહારા.......પારણીએ

---

## મોરલીના નાદે.

કહાનજી કહાનજી કરતી હીંડે વૃંન્દા વનમાં ગોપી રે
મોરલીના નાદે નારી નીસરી કુટુંબની લજ્જા લોપી રે...કહાનજી.

શરદ રેલી સોહામણી સુંદર, રૂડો આસો માસ રે
વીણા વજાડી વિહ્‌વળ કરીને રંગભેર રમવા રાસ રે...કહાનજી.

મનડું વ્યાકુળ વનિતા કેરૂં નાદે હરી લીધાં મન રે
ભૂષણ વસ્ત્ર ભૂલી ભામિનીઓ વાંસળીએ હર્યું તન રે...કહાનજી.

અબળા એકલડી નીસરીયો તજીને ઘર પરિવાર રે
નરસૈયાના સ્વામીને મળવા રમવા રાસ મોરાર રે...કહાનજી.

## યશોમતી કાનુડાને વારજો.

યશોમતી હવે કાનુડાને વારજો
માડી મ્હારો ઘણો કીધો ભંજવાડો—હોમા.
માડી ત્હમે હવે કાનુડાને વારજો—યશોમતી.

માડી મ્હારાં શીકેથી ગોરસ ઉતારીયાં,
માડી મ્હારાં ખાધાં નહિ એટલાં ઢોળ્યાં હોમાં—યશોમતી.

માડી મ્હારાં સુતાં તે બાળ જગાડીયાં
માડી મ્હારાં રમતાંને રોવરાવ્યાં હોમાં—યશોમતી.

માડી મ્હારાં દીવે ન રહેવા દે કોડીયાં
માડી મ્હારો અખંડ દીવો બુઝાવ્યો હોમા—યશોમતી.

માડી મ્હારી ચુલે ન રહેવા દે તાવડી
માડી મ્હારાં રાંધણીયાં અભડાવ્યાં હોમા—યશોમતી.

---

## વ્રજમાં આવોને.

કારતક માસે કૃષ્ણ રૂપાળા વ્હાલા બંસીવાળા,
રાજ રૂપાળા રે વ્રજમાં આવો ને રે;
માગશર માસે માયા મેલી, ગોપીઓ થઇ છે ઘેલી,
પ્રેમભરેલી રે, વ્રજમાં આવોનેરે.
પોષ મહિને પ્રીતમ પ્યારા ભજીએ પ્રાણાધારા,
જીવન અમારા રે, વ્રજમાં આવોને રે;

સાહેલી મોરી રે દીયર તે બાજુબંધ બેરખો રે,
દેરાણી બેરખડાંની લૂમ—અલબેલો....છેલ છબીલો.

સાહેલી મોરી રે નણદોઈ તે વાડીમાંનો મોરલો,
નણંદ ના ઢળકતી શી ઢેલ—અલબેલો....છેલ છબીલો.

---

## મોહન મોરલીવાળો.

લટકાળો લટકંતો રે આવે મોહન મોરલીવાળો રે
સખાની સંગે અતિ ઉછરંગે, ગીત મધુરાં ગાતો રે
લટકાળો૦

કેસરીએ વાગે કુસુંબલ પાગે, કેસર રંગમાં રાતો રે
લટકાળો૦

પુલોના તોરા ને ગજરાની ટોપી; પુલોના હારે પુલાતો રે
લટકાળો૦

નીષ્કુળાનંદનો સ્વામી શામળીયો; આવે અમીરસ પાતો રે
લટકાળો૦

## નયન રસીલે.

નંદકુંવર ! તોરે નયન રસીલે, સખિ !
જાદુભરે, જાદુભરે.

માથે મુગટ, કા'ના ! મુખમેં બાંસરિયાં;
કૃષ્ણ લેકે ખડે, લેકે ખડે;
મુરલી બજી શ્યામકી, સખિ !
જાદુભરે, જાદુભરે. નંદકુંવર૦

તટ જમુના કે તીર;
અબ ગોપીયન મન બસી,
જબ ધરત કછુ નાહી ધીર, રસીલે સખિ !
જાદુભરે, જાદુભરે. નંદકુંવર૦

સાખી : અયસે નિર્દય નાથસેં, નેહા કોન લગાય ?
કૃષ્ણ મથુરા જા બસે, અબ કુબજા કે મન ભાય.
રસીલે સખિ !
જાદુભરે. જાદુભરે.

નંદકુંવર ! તોરે નયન રસીલે, સખિ !
જાદુભરે, જાદુભરે.

# મધુરી મોરલી.

મધુરી શી મોરલી બજાવજે કનૈયા,
જમનાનો ઘાટ ગજાવજે કનૈયા.....મધુરી.

રંગીલો રાસ રચાવજે કનૈયા
ગોપીઓની સાથે નાચ નચાવજે કનૈયા....મધુરી.

મોરલીમાં મોહ્યા મુની યોગી કનૈયા
મોરલીમાં મોહ્યા શંકર જોગી કનૈયા....મધુરી.

મોરલીમાં શ્યામે એ શું દીઠું કનૈયા
મોરલીનું બાણ વાગ્યું મીઠું કનૈયા....મધુરી.

મોરલીના શબ્દે મોહી ગોપી કનૈયા
ભાન ભુલી મર્યાદાને લોપી કનૈયા....મધુરી.

મોરલીના નાદે બ્રહ્મા ભૂલ્યા કનૈયા
સાવીત્રી સહી બ્રહ્માસન ડોલ્યા કનૈયા....મધુરી.

મોરલીમાં ડોલ્યા તરૂપાન કનૈયા
મોરલીમાં નાચે થેઇ થેઇ કાન કનૈયા....મધુરી.

મોરલીમાં ઘેલાં અમને કીધાં કનૈયા
મોરલીમાં મનડા હરી લીધા કનૈયા
મધુરી શી મોરલી બજાવજે કનૈયા.

# ગોઠડી કરીયે રે.

[ ઝીણા ઝરમર વરસે મેહ....એ ઢાળ ]

આવો આવો જશોદાના કાન,
ગોઠડી કરીયે રે,
રૂડી વૃંદાવનની કુંજ ગલીમાં રમીયે રે...આવો આવો.

વાલે ઉંડા કુવામાં ઉતાર્યાં વાલે મારા અમને રે,
હવે તાણી તાણી શું લ્યો છો, ઘટે નહીં તમને રે...આવો આવો.

વાલે ફુલ પછેડો* ઓઢાડયો વાલે મારે અમને રે,
હવે ખેંચી ખેંચી શું લ્યો છો ઘટે નહીં તમને રે;...આવો આવો.

વાલે અમૃત પાઇને ઉછેર્યાં વાલે મારે અમને રે;
હવે વખડાં† ઘોળી ઘોળી પાઓ છો ઘટે નહીં તમને રે,
...આવો આવો.

આવો આવો જશોદાના કાન ગોઠડી કરીયે રે,
રૂડી વૃંદાવનની કુંજ ગલીમાં રમીયે રે.

* પછેડો=ચાદર † વખડાં=ઝેર, વિષ.

# નંદનો છૈયો નઠોર.

મોહનજી મનમોર, નંદનો છૈયો નઠોર.
બંસી બજાવે એ યમુનાને કાંઠડે,
વેણુ વાયે ચિત્ત ચોર
નંદનો છૈયો નઠોર.

આછા આ આભ મહીં તારલીયા ટમકે,
ચમકે ચાંદરણાં ચકોર
નંદનો છૈયો નઠોર.

બંસીનો સૂર મધુ કાળજડાં કોરતો,
કારમી એ બંસી કઠોર
નંદનો છૈયો નઠોર.

નર્તંતાં ઢેલડાં ને મોરલીયા કાંઠડે,
નર્તંતો કાનજી કિશોર
નંદનો છૈયો નઠોર.

બ્હાવરી બનીને કુંજ રાવા પોકારે,
ક્યાં છો કહોને કિશોર?
નંદનો છૈયો નઠોર.

કપટી કાનુડા શે લીધા અબોલડા?
પ્રીતમજી કાંઇ બોલ
નંદનો છૈયો કઠોર.

શાને રીસાય મનમોહન સલુણા ?
શાને રહ્યો તું અબોલ ?
નંદનો છૈયો નઠોર.

પ્રેમના પ્રકાશ પ્રાણ પ્રાણમાં પ્રકાશે,
કંપે કાળજડાંની કોર
નંદનો છૈયો નઠોર.

આછેરાં સ્મિતડીયે દિલડાં ઉજાળતો,
આવે એ કા'નજી કિશોર.
નંદનો છૈયો નઠોર.

ચૂમંતો નયનોને નેહળ એ નાથજી,
આંસુ ભીનું એ કપોલ
નંદનો છૈયો નઠોર.

[ રા. 'મયૂખ.' ]

---

## ભોળી ભરવાડણ.

ભોળી રે ભરવાડણ હરિને, વેચવા ચાલી;
સોળ સહસ્ર ગોપીનો વહાલો, મટુકીમાં ઘાલી.
ભોળી રે

અનાથના નાથને વેચે, આહીરની નારી;
શેરીએ શેરીએ સાદ પાડે, લ્યો કોઇ મોરારી. ભોળી રે.

મટુકી ઉતારી માંહે મોરલી વાગી;
વ્રજનારી સેજે જોતાં, મૂરછા લાગી. ભોળી રે.

બ્રહ્માદિક ઇંદ્રાદિક સરખા, કૌતક એ પેખે;
ચૌદ લોકના નાથને કાંઇ, મટુકીમાં દેખે ભોળી રે.

ગોવાલણીના ભાગ્યે પ્રગટ્યા, અંતરજામી;
દાસલડાંને લાડ લડાવે. નરસૈયાનો સ્વામી. ભોળી રે.

---

## કાન માગ્યો દો.

કાન માગ્યો દો, જસોદાજી કાન માગ્યો દો;
આજની રજની રંગભેર રમતાં;
પ્રભાતે પાછો લો. જશોદાજી.

કલ્લાં કાંબી ને અણુવટ વિંછુવા,
હાર હૈયાનો લો. જશોદાજી.

હસ્તિ ઘોડાને માલ ખજાના;
વહેલી અજુતી લો. જશોદાજી.

મીરાંબાઇ કહે પ્રભુ ગીરધર નાગર,
ચરણ કમળ ચિત્ત લો. જશોદાજી.

# વનમાં વાંસલડી વાગે છે.

મધુરો સ્વર ક્યાં થકી આવે છે?
વનમાં વાંસલડી વાગે છે,

અમૃત વૃષ્ટી વરસાવે છે,
અતિ પ્રિય શ્રી શ્રવણને લાગે છે.
....વનમાં વાંસલડી વાગે છે.

રે ગાય ગોપ સૌ સ્તબ્ધ બન્યા,
યમુના જળ જોવા શાંત બન્યા.
પશુ પક્ષી વિચારો ત્યાગે છે, વનમાં વાંસલડી વાગે છે

મમ અંતરમાં કંઈ થાએ છે,
મોહન મળવા મન ચાહે છે,
રે ભૂખ તરસ પણ ભાગે છે....વનમાં વાંસલડી વાગે છે.

રે તપ ધારીએ તપ મૂકયાં,
નીજ ધ્યાન યોગી નીજ ધ્યાન ચૂકયાં,
નર નારી નિદ્રામાંથી જાગે છે, વનમાં વાંસલડી વાગે છે.

સખી? મોહનને મળવા ચાલો,
મધુ વનમાં નંદ તણો લાલો;
રે "ભુદર" ભક્ત ભીડ ભાંગે છે, વનમાં વાંસલડી વાગે છે.

## માવા મહીની મટુકી મેલને રે.

માવા મહીની મટુકી મારી મેલને રે
હેમ ખેમ જાવા દે મારી હેલને રે....માવા....

દાણ લીધાની રીત નથી આવડી રે
કાના વેગે ચરાવ તું ગાવડી રે....માવા....

કાના અમે મહીઆરી રાજા કંસના રે
અમે દાણ ન દઈએ ગોરસના રે....માવા...

માવા શીદને રોકો છો મુને વાટમાં રે
માખી પડશે મહીઆરી કેરી માટમાં રે...માવા...

રાજા કંસને ખબર થાય છે રે
માવો મહીડાં લુંટી લુંટી ખાય છે રે...માવા...

મારો આછો પાલવડો તાણુમાં રે
રાણી રાધીકાને એકલડી જાણુમાં રે...માવા...

---

## રૂમઝુમતી રમવા નીસરી.

કા'ન તારે તળાવ, રૂમઝુમતી રમવા નીસરી રે: (૨)
રમવા નીસરી રે, રમવા નીસરી રે, કા'ન તારે તળાવ,
શુધ્ધ બુદ્ધ સર્વે વીસરી રે; (૨)
રમવા નીસરી રે, રમવા નીસરી રે:
કા'ન તારે તળાવ, અંગ કેરી ચુંદડી વીસરી રે, (૨)

રમવા નીસરી રે, રમવા નીસરી રે:
કાʼન તારે તળાવ, નાક કેરી નથની વીસરી રે; (૨)
રમવા નીસરી રે, રમવા નીસરી રે,
કાʼન તારે તળાવ, કાન કેરાં કંકણ વીસરી રે; (૨)
રમવા નીસરી રે, રમવા નીસરી રે,
કાʼન તારે તળાવ, હાથ કેરાં કંકણ વીસરી રે; (૨)
રમવા નીસરી રે, રમવા નીસરી રે,
કાʼન તારે તળાવ, કેડ કેરો કંદોરો વીસરી રે; (૨)
રમવા નીસરી રે, રમવા નીસરી રે,
કાʼન તારે તળાવ, પગ કેરૂં ઝાંઝર વીસરી રે; (૨)
રમવા નીસરી રે, રમવા નીસરી રે,
કાʼન તારે તળાવ, રૂમઝુમતી રમવા નીસરી રે, (૨)

---

## નથની ખોવાઇ.

નાગર નંદાજીના લાલ, રાસ રમંતાં મારી નથની ખોવાઇ,
કાʼના જડી હોય તો આલ, કાʼના જડી હોય તો આલ, રાસ૦

નાની નાની નથની ને માંહે ઘણેરાં મોતી,
નથનીને કારણે હું ફરૂં છું જોતી–જોતી–જોતી નાગર૦

નાની નાની નથડી ને માંહે જડેલા હીરા,
નથની આપોને મારા સુભદ્રાના વીર–વીર–વીર. નાગર૦

નાનેરી પહેરૂં તો મારે નાકે ના સોહાય,

મોટેરી પહેરૂં તો મારા મુખપર ઝોલા ખાય–ખાય–ખાય. નાગર૦
આંબે બોલે કોયલડી ને વનમાં બોલે મોર,
રાધાજીની નથનીનો શ્યામળિયો છે ચોર–ચોર–ચોર. નાગર૦
નથનીને કારણીએ મેં ઢુંઢયું વૃન્દાવન,
નથની આપોને મારા પ્રાણજીવન વન–વન–વન. નાગર૦
નથની આપોને પ્રભુ નંદના કુમાર,
નરસૈયાના સ્વામી ઉપર જાઉં બલિહાર–હાર–હાર. નાગર૦

---

## જસોદા ગોપી સંવાદ.

ગોપીઃ જશોદા તારા કાનુડાને સાદ કરીને વાર રે.
આવડી ધુમ મચાવે વ્રજમાં કોઇ નહિ પૂછનાર રે. જશોદા૦
શીકું તોડયું ગોરસ ઢોળ્યું ઉઘાડીને દ્વાર રે,
માખણ ખાધું ઢોળી નાખ્યું જાન કીધું આ વાર રે. જશોદા૦
જશોદાઃ આડી અવળી વાત તમારી હું નહિ સાંભળનાર રે,
ડાહ્યો ડમરો લાડકો મારો કદી ન એમ કરનાર રે. આડી૦
ગોપીઃ ખાવા ખોળા કરતો હીંડે બીહે નહિ લગાર રે.
મહી મથવાની ગોળી ફોડી આ શાં કહિયે લાડ રે? જશોદા૦
જશોદાઃ મારો કાનજી ઘરમાં રમતો કયારે દીઠો બહાર રે?
દુધ દહીનાં માટ ભર્યાં છે બીજે ન ચાખે લગાર રે. આડી૦
ગોપીઃ વારે વારે કહું છું તમને એ હવે ન રાખું ભાર રે,
નીત ઉઠીને એમ કેમ સહીએ વસી નગર મોઝાર રે? જશોદા૦
જશોદાઃ શાને કાજે મળીને આવી ટોળે વળી દસબાર રે?
નરસૈયાનો સ્વામી સાચો જુઠી વ્રજની નાર રે. આડી૦



# માધવ લ્યો !

હાંરે કોઇ માધવ લ્યો, માધવ લ્યો
વેચંતી વ્રજનારી રે—હાંરે કોઇ.
માધવને મટુકીમાં ઘાલી,
ગોપી લટકે લટકે ચાલી રે—હાંરે કોઇ.

હાંરે ગોપી ઘેલું શું બોલતી જાએ,
માધવ મટુકીમાં ન સમાયે રે—હાંરે કોઇ.

નવ માનો તો જુઓ ઉતારી,
માંહી જુઓ તો કુંજ વિહારી રે—હાંરે કોઇ.

વૃન્દાવનમાં જાતાં દહાડી,
વ્હાલો ગૌ ચારે છે ગિરિધારી રે—હાંરે કોઇ.

ગોપી ચાલી વૃન્દાવન વાટે,
સૌ વ્રજની ગોપીઓ સાથે રે—હાંરે કોઇ.

મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર,
જેનાં ચરણ કમલ સુખસાગર રે—હાંરે કોઇ.

બાઇ મારો નાવણનો કરનારો જાદવરાય ક્યારે આવેરે લોલ—આવશે.

બાઇ મારો ભોજનનો કરનારો જાદવરાય ક્યારે આવેરે લોલ—આવશે.

બાઇ મારો મુખવાસનો કરનારો, જાદવરાય ક્યારે આવેરે લોલ—આવશે

બાઇ મારો પોઢણનો કરનારો, જાદવરાય ક્યારે આવેરે લોલ—આવશે'

---

## વાગે વૃંદાવન વાંસળી.

સખી આજ રે વાગે વૃંદાવન વાંસળી
ગોકુળીએ સંભળાય, સખી આજ રે વાગે વૃંદાવન વાંસળી

હાં રે સખી બંસી તે કેરા નાદમાં (૨)
હાં રે મારૂં ચિત્તલડું ચોરાય
....સખી આજ રે....

હાં રે સખી શુદ્ધ બુદ્ધ ભૂલી સુંદરી (૨)
હાં રે સખી સમ તજીને વન જાય
....સખી આજ રે....

હાં રે સખી ભુલ્યા તે માત તાત ભ્રાતરે (૨)
હાં રે સખી ભુલ્યા કુટુંબ પરિવાર રે
....સખી આજ રે....

હાં રે સખી ગાયોના દોહલા ભૂલી ગયા
હાં રે સખી બદલીમાં બાંધ્યા બાળરે
....સખી આજ રે....

હાં રે સખી દાસ વલ્લભની વિનતી
હાં રે સખી દેજો તે વૃંદાવનમાં વાંસળી
....સખી આજ રે...

## ગોરસનાં મૂલ.

[ આશા ભર્યાં અમે આવિયાં રે...ઢાળ. ]

વૃન્દા તે વનને મારગ રે તમે જાતાં
દહીં વેચણ કાજ રે
ગોરસ માથે ધર્યાં.

ઓઢયો કસુંબલ સાડલો ને વળી
કંઠે એકાવળ હાર રે
રૂપનાં ગોરસ ભર્યાં.

કાળી કામણ તારી કીકીયું ને વળી
કાળાં ભમ્મર તારાં નેણ રે
આંખમાં જાદુ ભર્યાં.

ટહુકે કોયલડી કુંજમાં ને બીજો
ટહુકે તમારો કણ્ઠ રે
દેહમાં જાદુ ભર્યાં.

મીઠાં ગોરસ તારાં મૂલવો રે લઉં
સોંઘો મહિયારી તારો માલ રે
ગોરસાં અમૃત ભર્યાં.

મોંઘા મૂલાં તે મારાં ગોરસાં રે
એનો પાકયો નથી લેનાર રે
ગોરસાં મોંઘાં ઠર્યાં.

હીરા માણેકને મોતીડાં રે
સોના રૂપાના ભંડાર રે
ધનના ડુંગર કર્યા.

મોતી માણેકડાં રાખ રે કહાના
પથરા બહુ મારે ઘેર રે
મૂલડાં ઓછાં ઠર્યાં.

છૈયો હું રાજા નંદનો રે અલી
આપું મોં માગ્યાં મૂલ રે
ગોરસાં મારાં ઠર્યાં.

એવો મમત અલ્યા કાનુડા હોય તો
માગું તે વસમું થાય રે
ગોરસાં તારાં ઠર્યાં.

નાખી દે કકડો આ વાંસનો ને
તું મારી રે મોરલી બનાવ રે
ગોરસાં હૈયે ભર્યાં.

ટહુકે કોયલડી કુંજમાં ને ત્યાં
ટહુકે રાધા ને કહાન રે
ગોરસાં હૈયે ભર્યાં.

[ રા. સુન્દરમ્ ]

# હો કહાન માયા લગાડી.

કુંજ કુંજ વેણું તેં વગાડી,
હો કહાન? માયા લગાડી—કુંજ.

કાલીન્દિ કાલિનાગ નાથ્યો જગાડી,
વેડી તેં વખડાંની વાડી:
હો કહાન? માયા લગાડી—કુંજ.

ગોકુળિયું કીધું ઘેલું ગોરસી ચખાડી,
લીલા બ્રહ્માંડની દેખાડી;
હો કહાન? માયા લગાડી—કુંજ.

જબરો જાદવરાય ખલકે ખેલાડી,
બુટ્ટી રસરંગની સુંઘાડી;
હો કહાન? માયા લગાડી—કુંજ.

છાયો ગિરિરાજ અંગુલિ અડાડી,
ભીતિ તો ઈન્દ્રની ભગાડી;
હો કહાન? માયા લગાડી—કુંજ.

ભક્તોને ભૂધરાએ મુક્તિ પમાડી,
હુંયે તલસું છું દાડી દાડી;
હો કહાન? માયા લગાડી—કુંજ.

[ રા. કેશવ હ. શેઠ.]

# હો કાન? ક્યાં રમી આવ્યા.

મથુરામાં ખેલ ખેલી આવ્યા.
*હો કાન? ક્યાં રમી આવ્યા.

માથાનો મુગટ ક્યાં મુકી આવ્યા?
વેળા તે કોની ચોરી લાવ્યા?—હો કાન ક્યા.

કાનના કુંડળ ક્યાં મુકી આવ્યા?
એરીંગ તે કોના ચોરી લાવ્યા?—હો કાન ક્યાં.

નાકની નથની ક્યાં મુકી આવ્યા?
વાળી તે કોની ચોરી લાવ્યા?—હો કાન ક્યાં.

મુખની મોરલી ક્યાં મુકી આવ્યા?
વાજીંત્ર કોના ચોરી લાવ્યા?—હો કાન ક્યાં.

ગળાનો હાર ક્યાં મુકી આવ્યા?
કંઠી તે કોની ચોરી લાવ્યા?—હો કાન ક્યાં.

હાથની પોંચી ક્યાં મુકી આવ્યા?
બંગડીઓ કોની ચોરી લાવ્યા?—હો કાન ક્યાં.

કેડની કટારી ક્યાં મુકી આવ્યા?
કંદોરો કોનો પ્હેરી આવ્યા?—હો કાન ક્યાં.

પગના ઝાંઝર ક્યાં મુકી આવ્યા?
સાંકળા કોના ચોરી આવ્યા—હો કાન ક્યાં.

---

*દરેક લીટી ગાયા પછી "હો કાન ક્યાં રમી આવ્યા" સાથેજ ગાવું.

પીળું પીતાંબર ક્યાં મુકી આવ્યા?
સાડી તે કોની ચોરી લાવ્યા?–હો કાન ક્યાં.
તમારૂં મનડું ક્યાં મુકી આવ્યા?
સુધ બુધ કોની ચોરી આવ્યા?
હો કાન ક્યાં રમી આવ્યા.

---

## ધન્ય આજની ઘડી રળિયામણી.

હાં રે ધન્ય આજની ઘડી રળિયામણી,
હાં રે મારો વા'લો આવ્યાની,
વધામણી હો જી રે, વધામણી હો જી રે, આજની૦

હાં રે હું તો મોતીડાના ચોક પુરાવતી,
હાં રે મારા વા'લીડાની આરતી ઉતારતી;
હો જી રે ઉતારતી હો જી રે, આજની૦

હાં રે, અમે ગ્યાં'તાં વા'લમજીને વારણે,
હાં રે, મ્હેતા નરસૈનાં સ્વામી ઉભા બારણે
હો જી રે, ઉભા બારણે હો જી રે. આજની૦



# વાંસલડી.

ચાલો જઇએ શ્રી યમુનાને તીર, વાંસલડી તો વાગી રે વનમા,
મને રહેતી નથી જરા ધીર, વાંસલડી તો વાગી રે વનમાં.

વૃન્દાવનની કુંજમાં પુષ્પલતા ને પાન,
મેના પોપટ બોલતાં રે, રૂડાં પંખી કરે છે ગાન. વાંસલડી૰

વારી કુંજ કદમતણી છાયા ગંભીર ઘોર,
બેઠા કદમની કુંજમાં રે, વેણું નાદ કર્યો યદુવીર. વાંસલડી૰

ચાલો આપણ ત્યાં જઇએ. રાસ રચ્યો છે જ્યાંય,
દાસ ખોડાને દયા કરી રે, પ્રભુ ઝાલજો મારા હાથ. વાંસલડી૰

---

# વાગે વૃન્દાવન વાંસળી.

વાગે વૃન્દાવનમાં વાંસળી રે, ઉભો ઉભો વગાડે કા'ન;
નાદે વેધી મુનિવર પાંસળી રે, નવ રહી કોને સાન, વાગે૰

તરૂની શાખાઓ ઝુમી રહી રે, ચરણે નમવાને કાજ;
વેલી વૃક્ષ સાથે ઝુલી રહી રે (૨)
ભાગ્ય અમારાં આજ ! વાગે૰

જમના નીર ચાલે નહીં રે મૃગમન મોહ જ થાય,
પંખી માળામાં હાલે નહીં રે (૨)
નાદ સુણી ન રહેવાય. વાગે૰

વાછરૂ કાન દઇ સાંભળે રે, કરે નહીં પયપાન;
ગાયો ગાળા તોડી તહાં પળે રે (૨)
નાદ સૂણવાને કાન. વાગે૦

પુલ્યાં કમળ જળ ટાટડી રે, દીસે ઉદીઓ છે ભાણ;
શંકર સમાધિ મેલી રહ્યા રે (૨)
થયું જગતને જાણ. વાગે૦

કાને પડીઓ તે વ્રજનારને રે વ્હાલાજીનો રે નાદ;
સાંભળતાં તજી નિજ ધામને રે (૨)
ધાઇ ગયાં સૌ સાથ. વાગે૦

લીલા કેવી કુંજ ધામની રે! પવન થયો ગતિભંગ;
દેવતા વૃષ્ટિ કર પ્રસન્ન થઇ રે (૨)
દેખી વ્રજનો ઉમંગ. વાગે૦

[સ્વ. દયારામ.]

---

## વેરણ વાંસલડી.

વ્રજનારી—

ઓ વાંસલડી! વેરણ થઇ લાગી રે! વ્રજની નારને;
શું શોર કરે? જાતલડી તારી તું મન વિચારને.

તું તો જંગલ કાષ્ટ તણો કટકો;
રંગરસિયે દીધો રંગ ચટકો;
અલી! તે પર આવડો શો લટકો? ઓ વાંસલડી૦

તને કાનકુંવર કરમાં રાખે;
તું અધરતણો રસ નિત ચાખે;
તું તો અમને દુઃખડાં બહુ દાખે. એ વાંસલડી૦

તું તો મોહનના મુખ પર મ્હાલે;
તુજ વિના નાથને નવ ચાલે,
તું તો શોકય ગઇ અમને સાલે, એ વાંસલડી૦

તને હરિએ હાથ ગ્રહી લીધી;
તને સામાં શિરોમણિ કીધી;
ક્ષણ સુખથી નવ મૂકે વીલી. એ વાંસલડી૦

હું તો તુજને આવી નવ જાણતી;
નહિ તો તુજ પર મહેર ન આણતી;
તારાં ડાળ મૂળ સાહીને તાણતી. એ વાંસલડી૦

દયાના પ્રીતમને પૂરણ પ્યારી;
તને અળગી નવ મૂકે ન્યારી;
તારા ભેદ ગુણદિસે ભારી. એ વાંસલડી૦

[ સ્વ. દયારામ. ]



# બંસીની ધૂન.

( ઝીણા મોર ટહૂકે છે લીલી નાઘેરમાં...એ ઢાળ. )

કહાન ભાન ભૂલવે જો બંસીની ધૂનમાં !
બંસીની ધૂનમાં, ખેલે રસ તાનમાં. કહાન.

ડોલી રહ્યો કહાન, બંસીનીધનમાં,
થંભ્યાં કાલિન્દીનાં નીર રાજ. કહાન.

ફરકે કુન્તલ શ્યામ, બંસીની ધૂનમાં;
નયને જાદુના પ્રકાશ રાજ. કહાન.

સોહી રહ્યો શ્યામ, બંસીની ધૂનમાં,
છેડી રહ્યો મીઠાં સૂર રાજ. કહાન.

વ્રજનાર ઘેલી બની, બંસીની ધૂનમાં,
અવળાં ભૂષણ સજી ધાય રાજ. કહાન.

પ્રેમદીપક જાગે, બંસીની ધૂનમાં,
ભવનાં બંધન છૂટી જાય રાજ. કહાન.

[ સૌ. દીપકબા દેશાઇ. ]



## શ્યામ રંગ સમીપે ન જાવું.

શ્યામ રંગ સમીપે ન જાવું, મારે આજથકી શ્યામ રંગ...
જેમાં કાળાશ તે સહુ એક સરખું
સર્વમાં કપટ હશે આવું. મારે૦

કસ્તુરીની તે બીંદી કરૂં નહિ
કાજળ ન આંખમાં અંજાવું. મારે૦

કોકિલાનો તે શબ્દ સુણું નહિ
કાગવાણી શકુનમાં ન લાવું. મારે૦

નિલાંબર કાળી કંચુકી ના પહેરૂં
જમનાના નીરમાં ન નહાવું. મારે૦

મરકત મણી ને મેઘ દષ્ટે ના જોવા
જાંબુ, વંત્યાક નહિ ખાવું. મારે૦

દયાના પ્રિતમ સાથે મુખે નીમ લીધો
મન કહે પલક ન નિભાવું. મારે.

[સ્વ. દયારામ.]

---

## હાંરે સખી! દીઠો ડોલરિયો.

હાંરે સખી! દીઠો ડોલરિયો કાળંદરીને કાંઠે ઉભો રે,
પ્રાણજીવને રૂડું પહેર્યું પીતામ્બર હાંરે મોર મુગટ મનોહર ઘડિયો
વાંસળી વગાડે ને મોહ પમાડે હાંરે જુઓ ચાળા જાદુડાનો ભરિયો
ભીને વાને પણ ભલો શોભે છે હાંરે પહેલો ગુંજાનો હાર હઇએ ધરિયો
વઢનારી નારીઓ તો કહે છે વઢકારો હાંરે મને લાગે છે ડાં'પણનો દરિયો
માકડાં લઇને કાલે માખણ માગતો હાંરે મારા ફળિયામાં ઘેરઘેર ફરિયો
કૈંકવાર આંગણે નચાડયો નાનકડો હાંરે પેલો કા'નકુંવર કેસરિયો
રંગીલો નાથ ઋષિરાજ કહે રૂપાળો હાંરે એતો આપણે કાજે અવતરિયો

## શોભા શ્યામની.

( ઢાળ : મુગટ પર વારી જાઉ )

તું જોને સખિ! શોભા સલુણા શ્યામની.
કોટિ કંદર્પ લજાવે એનું મુખડું;
  ફિક્કી પડે છે કલા દામિની  તું જોને૦
કોટિ આભૂષણનું એ ભૂષણ;
  સીમા છે એ અભિરામની.  તું જોને૦
સદ્ગુણસાગર, નટવર નાગર,
  બલીહારી હું એના નામની.  તું જોને૦
સમજે એને એ સાર સરવનું;
  બીજી વસ્તુ નથી કામની.  તું જોને૦
અનુપમ એ અલબેલો રસિયો,
  જીવનમુખી દયારામની.  તું જોને૦

[ સ્વ. દયારામ ]

## બંસી.

( ઢાળ : મુગટ પર વારી જાઉ )

રાધા પ્યારી! દે ડારો બંસી હમેરી;
  બંસી હમેરી, એ બંસરી હમેરી.  રાધા૦
યે બંસીમેં મેરા પ્રાન બસત હે;
  વો બંસી લેઇ ગઇ ચોરી.  રાધા૦

ના સોનેકી, બંસી ના રુપેકી;
હ રે હ રે બાંસકી પેરી. રાધા૦

કાહેસે ગાવું, રાધા! કાહેસે બજાવું?
કાહેસે લાવું ગઉઆં ઘેરી? રાધા૦

મુખસે ગાઓ, કા'ના! કરસે બજાઓ;
લકરી સે લાવો ગઉઆં ઘેરી. રાધા૦

ઘટી એક મુખમેં, ઘટી એક કરમેં;
ઘટી એક અધર ધરી. રાધા૦

મીરાંકે પ્રભુ ગિરિધર નાગર
ચરણકમળ પર બરોરી. રાધા૦

[ મીરાંબાઇ ]

---

## બંસુરી

(ઢાળ: મુગટ પર વારી જાઉં.)

બંસુરી! તું કવન ગુમાન ભરી!
સોનેકી નાહીં, રૂપેકી નાહીં;
નાહીં રતન જરી. બંસુરી૦

જાત સિફત તેરી સબ કોઇ જાને;
મધુવનકી લકરી. બંસુરી૦

ક્યા રે ભયો જબ હરિમુખ લાગી?
બાજત બિરહ ભરી. બંસુરી૦

સૂરશ્યામપ્રભુ! અબ ક્યા કરિયે?
આધરન લાગત રી. બંસુરી૦

# મારી મટુકીમાં મહિડા છલકે રે

મારી મટુકીમાં હો મહારાજ! મહિડાં છલકે રે
તારી વાંસલડી સુણી આજ, હઇડાં ઢળકે રે
મારી ગાવડીયોનાં શુધ્ધ, ગોરસ મીઠડાં રે
તારી બંસરીએ લૂંટી બુધ્ધ, પડતાં દીઠડાં રે

સાખી : ચારો ચરતી ગાવડી થોભે ઘડીભર દૂર
અનહદ બોલે આવડી, સુણતાં ડોલે મારૂં ઉર

....હઇડાં ઢળકે રે........

મારી મટુકીમાં હો મહારાજ મહિડાં છલકે રે.

ઉભો રહી શું વગાડે એમ, બંસરી ઝરતી રે
હાવાં ધગ ધગતી ઝટ તેમ, બળશે ધરતી રે
ઓ રે ઝીલ! ઢોળાઇ જાય ગોરસ મીઠડાં રે
મારો પાલવડો ભીંજાય, પડતાં દીઠડાં રે

સાખી : હું ગુણ હીણી ગોપિકા, તું ગુણસાગર શૂર
મહિડાં મારા ઝીલી લે, પછી આ ખીલે મારૂં ઉર

....હઇડાં ઢળકે રે........

મારી મટુકીમાં હો મહરાજ? મહીડાં છલકે રે.

[રા. ખબરદાર]

# જમુના પે બંસી બજાવે

જમુના પે આવે રે કનૈયો,
જમુના પે આવે બંસી બજાવે (૨)
તાલ મીલાવે રે કનૈયો
તાલ મીલાવે રે કનૈયો,
જમુના પે આવે રે કનૈયો.

બંસીમેં ગાવે વ્રજબાલા બોલાવે (૨)
ઘેલી બનાવે રે કનૈયો,
જમુના પે આવે રે કનૈયો.

મટુકી ઉતારે મહી લૂંટાવે (૨)
બ્હાવરી બનાવે રે કનૈયો
પનઘટ પર આવે ઘુંઘટ ખોલાવે (૨)
નયના મીલાવે રે કનૈયો
જમુના પે આવે રે કનૈયો.

સખી સાહેલીમાં શામળીયો આવે (૨)
તાલી લગાવે રે કનૈયો.
બાઇ મીરાં કહે પ્રભુ જોર જુલમથી,
પ્રીતી લગાવે રે કનૈયો
જમુના પે આવે રે કનૈયો.

[ મીરાંબાઇ. ]

# ગાય લાવોને ગોતી

ગાય લાવોને મારી ગોતી રે વૃજવાસી ગોવાળીઆ
ગાય લાવોને મારી ગોતી રે.

નંદના ગોવાળીઆ તમને ભળાવી'તી,
કેમ કો'છો કે ગાય નો'તી રે....ગાય.

આંખે છે આંજણી ને મોઢે છે મુંઝણી,
હૈયા સમાણી ગાય હો'તી રે....ગાય.

સોના શીંગડીએ ને રૂપાની ખરીએ,
હીરલાની દોરીએ ગાય હો'તી રે ...ગાય.

હાથમાં છે ચુડલો ને ગોઠણમાં ઘોંણીઓ,
લટકે શું ગાવડી દોતી રે....ગાય.

માખણનો પીંડો હું તો મોટો ઉતારતી,
હળવે શું મહીડાં વલોવતી રે....ગાય.

ગોકુળ જોયું રે વનરાવન જોયું,
જમુના તીરે ગાય નોતી રે....ગાય.

બાઇ મીરાં કહે પ્રભુ ગીરીરધના ગુણ,
વરત આપતી સાચા મોતી રે....ગાય.

—મીરાંબાઈ.

# આઠ કુવા ને નવ વાવડી

આઠ કુવા ને નવ વાવડી રે લોલ
સોળસે પનીહારી હાર મારા વ્હાલા
હવે નહિ જાઉં મહી વેચવારે

સોના તે કેરૂં મારૂં બેડલું રે લોલ
ઉઢેણી રત્ન જડાવ મારા વ્હાલા....હવે.

કેડ મરડીને ઘડો મ્હેં ભર્યો રે લોલ
તૂટયો મારો નવસેરો હાર મારા વ્હાલા....હવે.

કાંઠે તે ઉભો કાનજી રે લોલ,
ભાઇ મને ઘડુલો ચડાવ મારા વ્હાલા....હવે.

હું તે ઘડુલો ચડાવું રે લોલ,
થાય મારા ઘર કેરી નાર મારા વ્હાલા....હવે.

તૂજ સરીખીયા ગોવાળીયા રે લોલ,
તે તો મારા બાપના ગુલામ મારા વ્હાલા....હવે.

તૂજ સરીખી ગોવાલણી રે લોલ,
તે તો મારા પગની પેજાર મારા વ્હાલા....હવે.

દયાના પ્રીતમ પ્રભુ પાતળા રે લોલ,
તે તો મારા પ્રાણના આધાર મારા વ્હાલા....હવે.

## આ શો રૂડો બંસીની બટનો ચોક.

આ શો રૂડો બંસી બટનો ચોક કે,
મળી મહી વેચવા રે લોલ.
મારગ મળિયા મારા નાથ કે,
મુજને આંતરી રે લોલ.
ફોડયાં મારાં મહીનાં માટ કે,
ગો ર સ ઢોળિયાં રે લોલ.
ગોપી ચાલી નંદદરબાર કે,
ગોકુળ ગામની રે લોલ.
વારો જશોદા તમારા કા'ન કે,
નિત આડી કરે રે લોલ.
ફોડયાં મારાં મહિનાં માટ કે,
ગોરસ મારાં ઢોળિયાં રે લોલ.
જશોદાને ચટકે ચઢીએલ રીસ કે,
લ ટ કે ની સ ર્યાં રે લોલ.
હાથમાં લીધી કરેણુની સોટી કે,
કૃષ્ણ કદંબ ચઢયા રે લોલ,
ઉતરો ઉતરો મારા બાળ કે,
કહું એક વિનતિ રે લોલ.
માતા જશોદા તમારી આણ કે,
ગોપી સર્વે જૂઠડી રે લોલ.

## આવ્યા શ્રી ગોકુળ તારવા

તારવા તારવા તારવા છબીલો લાલ આવ્યા શ્રી ગોકુળ તારવા.

ટચલી આંગળીયે વાલે ગોવરધન તોળ્યો,
ભુમિનો ભાર ઉતારવા....છબીલો લાલ.

માસી તે પુતનાના પ્રાણજ સોસવા,
મામા તે કંસને મારવા....છબીલો લાલ.

દેવકીજીને વાલે ઉદરે વસીયા,
નંદજીની ગૌ ધેનુ ચારવા....છબીલો લાલ.

વૃંદા વનની કુંજ ગલીમાં,
ગોપીયુંને રાસ રમાડવા....છબીલો લાલ.

વલ્લભનો સ્વામી પ્રભુ રસીક શીરોમણી,
અમને તે વૃજમાં રાખવા....છબીલો લાલ.

(વલ્લભ)

---

## મન હરી મળવાને.

માછીડા હોડી હલકાર મન હરી મળવાને,
મારે જાવું છે પેલે પાર, મન હરી મળવાને;
તારી તે હોડીએ હીરલા જડાવું,
ફરતી મુકાવું ઘુઘર માળ;
મન હરી મળવાને.

આણી તીરે ગંગા ને પેલી તીરે જમુના,
વચમાં ગોકળીયું ગામ,
મન હરી મળવાને.

વણુવ દાસનો સ્વામી શામળીયો;
હરીજનના હૈયાનો હાર;
મન હરી મળવાને.

# કાળજાની વાત કેને કહીયે.

હાંરે કાળજાની વાત કેને કહીયે;
ગોવાળીયે ઘેલાં કીધાં રે;
ચીતલડાં ચોરીયાં ને કાળજડાં કોરીયાં,
હાંરે એને વિયોગે રોઈ રોઇ રહીયે....ગોવાળીયે.

વગર વાંકે શીદ કીધાં વશીકરણ,
હાંરે છોગાવાળે જશોદાને છૈયે.....ગોવાળીયે.

વાંસે ફરીયે તો કરીયે લોકડાં વજારત,
હાંરે ઘેરડુમા જમી જાય હૈયે....ગોવાળીયે.

ઉંઘલડી નાવે, ના ભાવે ભોજનીયાં,
હાંરે નથી આંકી રાખ્યું નિદ્રેંયે....ગોવાળીયે.

આંધળાં ભીંત કરી નાખ્યા આહિરડે,
હાંરે સખી ઝાઝૂં કહેતાં વન્ય જઈએ....ગોવાળીયે.

દૂધલડે પેટ સખિ, ભરીએ દયાળનાં
હાંરે એના કામણ વાળે તો ગુણ ગ્રહીયે....ગોવાળીયે.

રંગીલો નાથ ઋષિરાજનો રૂપાળો,
એને ન્યાળી ન્યાળી ન્યાલ થઇએ....ગોવાળીયે.

[ ઋષિરાજ ]

# વાસલડી વાગે છે.

મધુરો સ્વર ક્યાં થકી આવે છે,<br>
....વનમાં વાંસલડી વાગે છે.

અમૃત વૃષ્ટી વરસાવે છે.<br>
અતિ પ્રિય શ્રવણને લાગે છે....વનમાં વાંસલડી વાગે છે.

ગાય ગોપ સૌ સ્તબ્ધ બન્યાં<br>
યમુના–જળ જોવા શાંત બન્યા<br>
પશુ પક્ષી વિચારો ત્યાગે છે....વનમાં વાંસલડી વાગે છે.

અમ અંતરમાં કંઇ થાએ છે<br>
મોહન મળવા મન ચાહે છે<br>
રે ભુખ તરસ પણ ભાંગે છે....વનમાં વાંસલડી વાગે છે.

રે તપ ધારીએ તપ મુકયાં<br>
નીજ ધ્યાન યોગી નીજ ધ્યાન ચુકયા<br>
નર–નારી નિદ્રાથી જાગે છે....વનમાં વાંસલડી વાગે છે.

સખી મોહનને મળવા ચાલો<br>
મધુવનમાં નંદ તણો લ્હાવો<br>
રે ભુદર ભક્ત ભીડ ભાંગે છે....વનમાં વાંસલડી વાગે છે.

[ ભુદર. ]

## જો પેલા નંદ કુમાર.

હાંરે પ્યારી રાધે જો પેલા નંદ કુમાર
હાંરે સખી શાણી જો પેલા નંદ કુમાર

વાંકી શી પાઘ પર કલગી તોરા છે
હીરાની લુમ લળકાય—હાંરે પ્યારી૦

પીતાંબર ધોતીને નાકે રૂડું મોતી
ગળે ગુંજા કેરો હાર—હાંરે પ્યારી૦

બાંયે બાજુબંધ આંગળીએ વેઢ છે
પોંચી છે રત્ન જડાવ—હાંરે પ્યારી૦

બન્સી બજાવે ને ગૌવા ચરાવે
નાચે શું થૈ થૈ કાર—હાંરે પ્યારી૦

કાળો કાળો એને સહુ કો કહે છે
રૂપ ગુણનો છે ભંડાર—હાંરે પ્યારી૦

---

## કાન તારી મોરલીએ મન હર્યાં.

કાન તારી મોરલી એ જીરે, મારાં મન હર્યાં,
સમી સાંજની જીરે, વજોગણ ક્યાંરે વાગી!
ગૂઢા રાગની જીરે, મોરલી ક્યાંરે વાગી!
મધરાતની જીરે, અભાગણી ક્યાંરે વાગી!
સરવા સાદની જીરે, મોરલી ક્યાંરે વાગી!

કાન તારી મોરલીએ જીરે, ગરબો ઘેલો કીધો....સમી સાંજની.
કાન તારી મોરલીએ જીરે, માને બાપ મેલ્યાં...સમી સાંજની.
કાન તારી મોરલીએ જીરે, રોતાં બાળ મેલ્યાં...સમી સાંજની.
કાન તારી મોરલીએ જીરે, સૈયરુંનો સાથ મેલ્યો.સમી સાંજની.
કાન તારી મોરલીએ જીરે, કોઠીએ કણ ખુટયાં...સમી સાંજની.

# સાચું બોલોને મ્હારા શ્યામ.

( શેનાં લીધા મ્હારા શ્યામ અબોલડા...એ ઢાળ )

સાચું બોલોને મ્હારા શ્યામ, અબોલડા શાને લીધા રે
હૈયામાં રહી જાશે હામ, અબોલડા શાને લીધા રે

...સાચું....

પોપટ રીસાણો ને મેના મુંઝાણી
ભુલી ગઇ સીતારામ, અબોલડા શાને લીધારે

....સાચું...

મોર રીસાણો ને ઢેલડી મનાવે
આંખોના મીઠા આરામ, અબોલડા શાને લીધા રે

....સાચું...

હંસ રીસાણો ને હંસલી મનાવે
સૂનાં સરોવર માન, અબોલડા શાને લીધા રે

....સાચું...

સૂની મથુરાં સુનાં વૃંદાવન
સૂનું ગોકુળીયું ગામ, અબોલડા શાને લીધા રે

....સાચું...

[ રા. રાયચુરા ]

## ઝુલોને મ્હારા શ્યામ.

(શેના લીધા મ્હારા શ્યામ અબોલડા...એ ઢાળ.)

ઝુલોને મ્હારા શ્યામ,
ઝુલાવું હેતે, ઝુલોને મ્હારા શ્યામ.

આંબા ડાળે, ફુલ હિંડોળે, હીરના બાંધી દામ,
હેતે હિંચોળું, સર્જન-થાકયા, લ્યોને અલ્પવીરામ....ઝુલાવું.

કોયલ કુંજે મોર ટહુકે, યમુના દેતી તાન
ત્હારે કાજે ગાતાં હાલરડાં, જીવું હું જીવન આમ....ઝુલાવું.

ચંદ્ર હસે, સિંચે ચંદ્રિકા, ઝીલે વૃક્ષ તમામ:
અમીદ્રષ્ટિ ને હાસ્યે ત્હારા, જીવે આ જગધામ...ઝુલાવું.

વાયુવાતા, શીત સુગંધી; જપતા ત્હારૂં નામ,
નિદ્રા ખોળે પોઢો વ્હાલા? નંદ-નયન-અભિરામ.
ઝુલાવું હેતે ઝુલોને મ્હારા શ્યામ.

[રા. લક્ષ્મીનારાયણ]



## દે દો  બંસી હમેરી.

હો રાધે પ્યારી, દેદો બંસી હમેરી.
કેસે મેં ગાઉં, મેં તો કેસે બજાવું,
કેસે લાવું ગૈઆં ઘેરી હો-હો રાધે.

સોનેકી નહીં રાધા રૂપેકી નહીં,
હાંરે હાંરે બાંસીકી પોલી-હો રાધે.

મુખડેસે ગાવો કહાના, હાથસે બજાવો,
લકડીસે લાવો ગૈઆં ઘેરી-હો રાધે.

મીરાં કહે પ્રભુ ગિરધરના ગુણ,
ચરણ કમળ જાઉં વારી-હો રાધે.

[ મીરાંબાઇ. ]



# દાણલીલા

(પાલવડો મારો મેલો. મોહનજી !, એ ઢાળ)

આઘા રહોની આજ, અલબેલા રાજજી!
જમનાજી જળ મારે જાવાં રે લોલ૦

નેહે નચાવી નેણ ન્હાનેરા નંદલાલ!
આવાં તે દાણ શેનાં માગો રે લોલ;

ઝાઝું શું કહીએ રાજ! રહેજોજી ભારમાં,
મારગડે ખેલ આવો ત્યાગો રે લોલ.

આઘા રહોની૦

ગાગર નંદાશે નંદ નાગર રસિકલાલ!
કાંકરડી આવી નવ મારો રે લોલ.
સોનલ ઇંઢોણી મારી હૈયાના હાર શી!
ખરશે મોંઘેરા એના તારો રે લોલ.

આઘા રહોની૦

આજે અસુર થાય સહીયરના સાથમાં,
મારગડો મેલો મન માવા રે લોલ.
મહીડાં પીવાને રાજ! મંદીર પધારજો,
જીવણજી દ્યોની જળ જાવા રે લોલ

આઘા રહોની૦

[રા. વાસુદેવ રામચંદ્ર શેલત]

## નાગર ઉભા રહો રંગ રસીયા,

(આજ આનંદ જળ ઝીલણીરે…એ ઢાળ.)

સોના હીંઢોણી રૂપા બેડલું રે<br>
નાગર ઉભા રહો રંગ રસીયા.

પાણીડાં ગઇતી તળાવ રે, ,, ,, ,, ,, ,,<br>
કાંઠડે કાન ઘોડા ખેલવે રે. ,, ,, ,, ,, ,,<br>
કાન મને ઘડુલો ચડાવ રે. ,, ,, ,, ,, ,,<br>
તારો ઘડો તો ગોરી તોછડો રે. ,, ,, ,, ,, ,,<br>
તું છે ગોવાલણી નાર રે. ,, ,, ,, ,, ,,<br>
કેડ મરડીને ઘડો મેં ભર્યો રે. ,, ,, ,, ,, ,,<br>
ફાટી મારા સાલુડાની કોર રે. ,, ,, ,, ,, ,,<br>
ભાઇ રે દરજીડા વીરા વીનવું રે. ,, ,, ,, ,, ,,<br>
ટાંક મારા સાળુડાની કોર રે. ,, ,, ,, ,, ,,<br>
ટાંકે ટાંકે તે ઘમર ઘુઘરી રે. ,, ,, ,, ,, ,,<br>
હેડે લખ ઝીણા મોર રે. ,, ,, ,, ,, ,,<br>
જાતાં તે વાગે ઘમર ઘુઘરી રે. ,, ,, ,, ,, ,,<br>
વળતાં ટોકે ઝીણાં મોર રે. ,, ,, ,, ,, ,,

[સંપાદિકા સૌ. હેમકુંવર સંપત.]

# મોરલી.

વાગે છે રે વાગે છે, વૃંદાવન મોરલી વાગે છે.
તેનો શબ્દ જગનમાં ગાજે છે, વૃંદાવન મોરલી વાગે છે.

વૃંદા તે વનને મારગ જાતાં,
    વ્હાલો દાણ દધિનાં માગે છે—વૃંદાવન૦

વૃંદા તે વનમાં રાસ રચ્યો છે,
    વ્હાલો રાસમંડળમાં બિરાજે છે—વૃંદાવન૦

પીળાં પીતાંબર, જરકસી જામા,
    વ્હાલાને પીળો તે પટકો બિરાજે છે—વૃંદાવન૦

કાને તે કુંડળ, મસ્તકે મુગટ,
    વ્હાલાને મુખ પર મોરલી બિરાજે છે-વૃંદાવન૦

વૃંદા તે વનની કુંજગલનમાં
    વ્હાલો થનક થૈ થૈ નાચે છે—વૃંદાવન૦

બાઇ મીરાં કે પ્રભુ ગિરિધર નાગર,
    વ્હાલા દર્શનથી દુખડાં ભાંજે રે—વૃંદાવન૦

[ મીરાંબાઇ ]

# નાગર ઉભા રહો રંગ રસીયા,

(આજ આનંદ જળ ઝીલણીરે...એ ઢાળ.)

સોના હીંઢોણી રૂપા બેડલું રે

નાગર ઉભા રહો રંગ રસીયા.

પાણીડાં ગઇતી તળાવ રે, ,, ,, ,, ,, ,,<br>
કાંઠડે કાન ઘોડા ખેલવે રે. ,, ,, ,, ,, ,,<br>
કાન મને ઘડુલો ચડાવ રે. ,, ,, ,, ,, ,,<br>
તારો ઘડો તો ગોરી તોછડો રે. ,, ,, ,, ,, ,,<br>
તું છે ગોવાલણી નાર રે. ,, ,, ,, ,, ,,<br>
કેડ મરડીને ઘડો મેં ભર્યો રે. ,, ,, ,, ,, ,,<br>
ફાટી મારા સાલુડાની કોર રે. ,, ,, ,, ,, ,,<br>
ભાઇ રે દરજીડા વીરા વીનવું રે. ,, ,, ,, ,, ,,<br>
ટાંક મારા સાળુડાની કોર રે. ,, ,, ,, ,, ,,<br>
ટાંકે ટાંકે તે ઘમર ઘુઘરી રે. ,, ,, ,, ,, ,,<br>
હૈડે લખ ઝીણા મોર રે. ,, ,, ,, ,, ,,<br>
જાતાં તે વાગે ઘમર ઘુઘરી રે. ,, ,, ,, ,, ,,<br>
વળતાં ટૌકે ઝીણાં મોર રે. ,, ,, ,, ,, ,,

[સંપાદિકા સૌ. હેમકુંવર સંપત.]

# મોરલી.

વાગે છે રે વાગે છે, વૃંદાવન મોરલી વાગે છે.
તેનો શબ્દ ગગનમાં ગાજે છે, વૃંદાવન મોરલી વાગે છે.

વૃંદા તે વનને મારગ જાતાં,
  વ્હાલો દાણ દધિનાં માગે છે—વૃંદાવન૦

વૃંદા તે વનમાં રાસ રચ્યો છે,
  વ્હાલો રાસમંડળમાં બિરાજે છે—વૃંદાવન૦

પીળાં પીતાંબર, જરકસી જામા,
  વ્હાલાને પીળો તે પટકો બિરાજે છે—વૃંદાવન૦

કાને તે કુંડળ, મસ્તકે મુગટ,
  વ્હાલાને મુખ પર મોરલી બિરાજે છે-વૃંદાવન૦

વૃંદા તે વનની કુંજગલનમાં
  વ્હાલો થનક થૈ થૈ નાચે છે—વૃંદાવન૦

બાઇ મીરાં કે પ્રભુ ગિરિધર નાગર,
  વ્હાલા દર્શનથી દુખડાં ભાંજે રે—વૃંદાવન૦

[ મીરાંબાઇ ]

આવતાં ને જાતાં મારગ વચ્ચે,
અમુલખ વસ્તુ જડી…નહિ રે વિસારૂં.

આવતાં ને જાતાં વૃંદારે વનમાં
ચરણ તમારે પડી…નહિ રે વિસારૂં.

પીળાં પીતાંબર જરકશી જામા
કેસર આડ કરી….નહિ રે વિસારૂં.

મોર મુગટ ને કાને રે કુંડળ
મુખ પર મોરલી ધરી….નહિ રે વિસારૂં.

બાઇ મીરાં કહે પ્રભુ ગિરિધરના ગુણ
વિઠ્ઠલ વરને વરી…નહિ રે વિસારૂં.

[ મીરાંબાઇ ]

## વ્હાલે મુજમાં શું દીઠું ?

હું શું જાણું જે વ્હાલે મુજમાં શું દીઠું ?
વારે વારે સામું ભાળે, મુખ લાગે મીઠું….હું શું જાણું જે.

હું જાઉં જળ ભરવા ત્યાં પુંઠે પુંઠે આવે.
વગર બોલાવે વ્હાલો બેડલું ચડાવે….હું શું જાણું જે.

વઢું ને તરછોડું તો એ રીસ ન લાવે.
કાંઇ કાંઇ મીસે મારે ઘેર આવીને બોલાવે….હું શું જાણું જે.

દૂરથી દેખીને મુને દોડયો આવે દોટે
પોતાની માળા કહાડી પહેરાવે મારી કોટે….હું શું જાણું જે.

એકલડી દેખે ત્યાં મુને પાવલે રે લાગે
રંક થઇને કાંઇ કાંઇ મારી પાસે માગે...હું શું જાણું જે.
(મુને) જ્યાં જ્યાં જાતી જાણે, ત્યાં ત્યાં એ આડો આવી ઢુંકે.
મ્હેની દયાનો પ્રીતમ મારી કેડ નવ મૂકે
હું શું જાણું જે વ્હાલે મુજમાં શું દીઠું ?

[સ્વ. દયારામ.]

---

## વાગે છે રૂડી વેણ.

(રાગ—ખમાચ.)

વાગે છે રૂડી વેણ કા'નાના વન માંહી,
કા'નાના વન માંહી પ્રભુના વન માંહી—વાગે છે.
જાઉં હરીને જોવા ગાવલડીને દો'વા,
મારો લાગ નહી ફાવે કા'નાના વન માંહી—વાગે છે.
સૈયર તારે સારૂં મેં કામ મેલ્યું મ્હારૂં,
ચાલો ધાઇ જઇએ વેગે કા'નાના વન માંહી—વાગે છે.
દેરાણી જેઠાણી બેડે ભરે છે પાણી,
પાછળ આવે નાની નણદી કા'નાના વન માંહી—વાગે છે.
શ્રી ગોવરધનધારી લેહ લાગી મને તારી,
ચરણ રજ ઉતારી લઇએ કા'નાના વન માંહી—વાગે છે.

## યશોદા ઝુલવે કિશોર.

[ ગોરસ લઇ લઇ પીએ...એ ઢાળ. ]

ફુલને હિંડોળ ગૂંથી ફુલડાંની દોર,
હો જનની યશોદા ઝુલવે કિશોર.

ફુલના મુગુટ સજ્યા જામા કુસુમના,
પ્હેરી બકુલ માલ દીપે શો ઓર. હો જનની.

કોટી કન્દર્પ રૂપ તેજ ભર્યું ભાલમાં,
ચિત્ત ચોર્યું ગોપીઓનું કેવું ચકોર. હો જનની.

બાળલીલા શી કરી અપાર ગોકુળમાં,
કેવો બન્યો મહી માખણનો ચોર. હો જનની.

અવનીનો ભાર ઉતારવાને અવતર્યા,
તારે યદુકુળ દીપક જુગલ કિશોર. હો જનની.



# સખી શ્યામ દેખાડું.

[ લટકાળો લટકન્તો રે આવે...એ ઢાળ. ]

ચાલને સખી મારો શ્યામ દેખાડું,
વૃન્દાવનમાં ફરતો રે,

નખશીખ સુધી હીરા ને મોતી,
નવનવા શણગાર ધરતો રે. ચાલને.

પાંપણ પાઘ કલગી તોરો,
શિરપર મુકુટ ધરતો રે. ચાલને.

ધેનુ ચરાવે ને બેનુ બજાવે,
મન મારાં તે હરતો રે. ચાલને.

રૂપને સંભારૂં ને ગુણને સંભારૂં,
જીવ રણછોડમાં ભમતો રે. ચાલને.

મીરાં કહે પ્રભુ ગિરધર નાગર,
શામળીયો કુબજાને વરતો રે. ચાલને.



# ગોપી વનમાં પુછે વન ઝાડને.

ગોપી વનમાં પુછે છે વન ઝાડને રે,

પૂછે છે કાંટાળી વાડને રે....ગોપી વનમાં.

પૂછે છે શેરડીના વાઢને રે....ગોપી વનમાં.

“મોર રે તે કાંઇ મહિપતિ દીઠા?

તારાં પીંછાનો મુગટ ધર્યો રે...ગોપી વનમાં.

જવરી તેં ક્યાંઇ જદુપતિ દીઠા,

તારા તે ફુલના એ હાર ધરે રે...ગોપી વનમાં.

કોયલ તેં ક્યાંઇ કેશવ દીઠા,

તારા જેવા ટહુકા કરે રે....ગોપી વનમાં.

પોપટ તેં ક્યાંઇ પ્રીતમ દીઠા,

તુંને પઢાવી પોતે પઢેરે”....ગોપી વનમાં.

# વા વાયા ને વાદળ ઉમટયાં

વા વાયા ને વાદળ ઉમટયાં
 ગોકુળમાં ટહુકયા મોર
  મળવા આવો સુંદર વર શામળીયા.

તમે મળવા તે ના'વો શા માટે ?
નહિ આવો તો નંદજીની આણ
  મળવા આવો સુંદર વર શામળીયા.

તમે ગોકુળ ગૌ ધેન ચારંતા
 તમે છો રે સદાના ચોર
  મળવા આવો સુંદર વર શામળીયા.

તમે કાળી તે કામળી ઓઢંતા
 તમે ભરવાડના ભાણેજ
  મળવા આવો સુંદર વર શામળીયા.

તમે વૃજમાં તે વાંસળી વાજંતા
તમે ગોપીઓના ચિત્તના ચોર
  મળવા આવો સુંદર વર શામળીયા.

મ્હેતા નરસૈંના સ્વામી શામળીયા
અમને તેડી રમાડયા રાસ
  મળવા આવો સુંદર વર શામળીયા.

(નરસીંહ મ્હેતા.)

# કાંટો

( રાગ–અચકો મચકો કારેલી )

હુમે પાણી ભરવા ગ્યાંતા રાજ,
　　　　કાળજે કાંટો વાગ્યો છે.
ઘેનડીયાં રગરગ વ્યાપ્યાં રાજ—કાળજે.
જીવ્યાની આશા થોડી રાજ ”
કોઇ વૈદ બોલાવો દોડી રાજ ”
સસરાજી કે'ણ કહાવો રાજ ”
સાસુડીનેય બોલાવા રાજ ”
મારા જેઠ જેઠાણીને લાવો રાજ ”
નણદીને કાગળ લખાવો રાજ ”
દેર દેરાણી નણદોઇ આવો રાજ ”
વૈદડીયે ઓસડ વાટયાં રાજ ”
મને લાગે ખાટાં ખાટાં રાજ ”
મારી માવડીને તેડાવો રાજ ”
મારા બાપને બંધવ બોલાવો રાજ ”
ઓય અરરર કાંઇ કાંઇ થાયે રાજ ”
મારા નણદલ વીર તેડાવો રાજ ”
મારો કાળજ કાંટો કઢાવો રાજ ”
એણે કાળજ કાંટો કાઢયો રાજ ”
મારા હૈડે શીતળ શેઢયો રાજ ”
નાવલીયો વૈદડો સાચો રાજ ”
બીજો ધનવંતરી કાચો રાજ ”
હવે સુખે પાણીડાં જઇશું રાજ ”
પિયુ 'માણમય' અમિજળ પાઇશું રાજ કાળજે.

[ રા. પાદરાકર ]

---

* ટુંક સમયમાં પ્રગટ થનાર મંગળસૂત્ર માંથી.

# વીછૂડો.

અલી સાહેલી! પુલડીયાં વીણવાને ગઇ પુલવાડી.
પગલી દેતાં! વીછૂડો કરડયો રે મારી માડી.
  ઓય અરરરર જીવડો જાયે—
    આ ઝેરી ડંખ કેમ સહેવાયે,
    મારા દિલડામાં કાંઇ કાંઇ થાયે! અલી.

હું તો મ્હાલતી હોંશ ભરી ઘરમાં.
મારૂં મનડું રમતું તું વરમાં.
ડુબી સ્વામી સ્મરણના સરવરમાં! અલી.

    મારો કોણ ઉતારે વીછૂડો,
    મારી વાડીમાં કયાંથી ભુંડો!
    અરરરર કેર થયો કુડો! અલી.

પીયુ આવ્યો મોહન મંત્ર ભર્યો!
એની નજરે વીછૂડો ઉતર્યો.
'મણિમય' જન્મારો સફળ કર્યો. અલી.

(રા. પાદરાકર)

---

* ટુંક સમયમાં પ્રગટ થનાર 'મંગળસૂત્ર' માંથી.

# લીલી પીળી

લીલી લીંમડીરે–લીલો નણદલ વીરનો દેહ.
સખિ મ્હારા હૈડલે રે–છૂપ્યો પરણ્યા કેરો નેહ.
ખાટી આમલી રે, ખાટી પરનીંદાજ સદાય.
સખિ મ્હારા કંથનાં રે–છલબલ પ્રેમસરો છલકાય.
શીળી છાંયડીરે–ચંદન તરૂવર ઝોલાં ખાય.
શીળો સાહ્યબોરે–નજરે રગરગ અમિ છવાય.
કોયલ શ્યામળી રે–એનાં ગરવાં ગીત ગણાય.
નજરો નાથની રે–ભમ્મર ચઢે ને હસી જવાય.
દુધમલ તળાવડીરે–પાવા ડુંગર પર વહી જાય.
પીયુજીની પટામણી રે–મીઠા બોલી નવ પકડાય.
કસુંબલ પાઘડી રે–રંગે રાતીચોળ જણાય.
પીયુ શિર રાજતીરે–પહેરી રાજ સભામાં જાય.
પીળો ચંપાકળો રે–ભમરો આવ્યો નાસી જાય.
એવી પીયુ આંખડી રે–વસમી રાતો અળગી થાય.
એવી એવી વાતડી રે–મનની મનડામાંજ સમાય.
'મણિમય' ગોરડી રે–પતિ જોઇ અર્ધી અર્ધી થાય.*

(રા. પાદરાકર.)

---

*પ્રગટ થનાર 'મંગળસૂત્ર' માંથી.

## વલોણું

(લવીંગ કેરી લાકડીએ રામે સીતાને માર્યાં જો...એ ઢાળ)

મ્હારે આંગણીયે-મદ ભર ભેંશો દુધાળી જો.
સો સો નાં ટોળાં, પીયુ વન જાય ચારવા રે લોલ. મ્હારે.

ખાધેલ પીધેલ એ તો માઝમ રાતશી કાળી જો.
દુર્જનીયાંનાં દિલશાં વાંકાં શિંગડાં રે લોલ. મ્હારે.

મણ મણ દુધડાં દોહી દોહી હું તો થાકી જો.
મટુકડીમાં ગોરસ કાઢયાં ના ખૂટે રે લોલ. મ્હારે.

દેરાણી જેઠાણી મ્હારાં ઉઠતાં વાયે વ્હાણે જો.
ઘમ્મર વલ્હોણું વલોવતાં રંગ રસ લુંટે રે લોલ. મ્હારે.

મલાઈ માખણ નાવલીયાને વ્હાલાં જો.
છાશ ઘરોઘર દેતાં કાઢી ના ખૂટે રે લોલ. મ્હારે.

ઘમ્મર વલોણું—ભગરી ભેંશો રૂપાળી જો.
વલોણાની કરનારી-પ્રભુની મ્હેરે મળે રે લોલ. મ્હારે.

મ્હારે આંગણીયે હાથી સરખો સસરો જો.
એના મલાજા મરતાં ના ના નહિં છૂટે રે લોલ. મ્હારે.

મ્હારે આંગણીયે—રાજ સમો પીયુ રાજે જો.
'મણિમય' હું તો રાણી—દેવી સમોવડીરે લોલ. મ્હારે.

[રા. પાદરાકર.]

---

## રાજા રાણી

(ઓધવજી સૂકો હમારી, સુંદડી-એ ઢાળ)

સોના બેઢું, મારી રૂપલીઆ ઉઢાણી જો,
રાજાની રાણી રે પાણીડાં સંચર્યાં.
આણી તીરે રાણી ભરે પાણી જો,
સામીને પાળે રે વન કેરો મોરલો.

ભરે ભરેને મોરલો ઢોળી નાખે જો,
રાજાની રાણી રે મોર સાથે રમે.
કોઇએ જઇને રાજાજીને કહ્યું જો,
તમારી રાણી રે મોર સાથે રમે.
એટલે રાજાને ચટકે ચઢી રીસ જો,
હાથમાં લીધાં તીર ને કામઠડાં જો.
રાજાજી શિકાર રમવા ચાલીઆ,
એટલે રાણીજી હળવે રહીને બોલ્યાં જો.
મારજો મારજો હંસ ને હણીઆર જો,
એક ના મારશો વન કેરો મોરલો.
રાખ્યાં રાખ્યાં હંસ ને હણીઆર જો,
શોધીને માર્યો વન કેરો મોરલો.
દિવસ આથમ્યો ને સાંજ પડી ગઇ ત્યાંય જો,
રાજાજી મોર મારીને ઘેર આવીઆ.
ઉઠો રાણીજી દિવડીઆ અજવાળો જો,
રડતાં ને કકળતાં દિવડા અજવાળીઆ.
કહો તો રાણીજી સાંકળાં ઘડાવું જો,
ખીલીએ લખાવું રે વન કેરો મોરલો.
ઘેલા રાજાજી ઘેલડિયું શું બોલો જો,
સોનીનો લખેલો મોર કેમ બોલશે?
કહો તો રાણીજી સાડીઓ વસાવું જો,
પાલવડે લખાવું રે વન કેરો મોરલો.
ઘેલા રાજાજી ઘેલડિયું શું બોલો જો,
દોશી વાણીઆનો લખેલો મોર કેમ બોલશે?
મોર મારા પિયરનો પાડોશી જો,
સાસરીઆનો સંગાથી મોર કેમ મારિયો?

## મહિપત મેઘ જામ્યો રે.

[ મેંદી રંગ લાગ્યો એ...ઢાળ. ]

ઝબકી અષાઢની વીજળી,
મારે કાળજ લાગી કટાર રે;
મહીપત મેઘ જામ્યો રે.

આભાં ગડે કંઇ ઉંડા ઉંડા,
મારા મોરલિયા ગાતા મલ્લાર રે;
મહીપત મેઘ જામ્યો રે.

રાજાનો રાજા સાચો મેહુલિયો,
આવ્યો જો અનરાધાર રે;
મહીપત મેઘ જામ્યો રે.

હેલી જામી જો ધરતીને હૈયે,
ફુલી ફાલી એ અપાર રે;
મહીપત મેઘ જામ્યો રે.

જગ આખાને જીવાડવાને,
આવ્યો મેહુલીયો ઉદાર રે;
મહીપત મેઘ જામ્યો રે.

પરણ્યો પંખીડો પરદેશો,
મારી આંખ્યે શ્રાવણિયાની ધાર રે;
મહીપત મેઘ જામ્યો રે.

[ કવિ, રસિક ચતુર ]

# રાજા રાણી.

( ઓધવજી મૂકો હમારી ચુંદડી....એ ઢાળ )

સોના બેઢું, મારી રૂપલીઆ ઉઢાણી જો,
રાજાની રાણી રે પાણીડાં સંચર્યાં.

આણી તીરે રાણી ભરે પાણી જો,
સામી તે પાળે રે વન કેરો મોરલો.

ભરે ભરે ને મોરલો ઢાળી નાખે જો,
રાજાની રાણી રે મોર સાથે રમે.

એટલે રાજાને ચટકે ચઢી રીસ જો,
હાથમાં લીધા તીર ને કામઠડાં જો.

રાજાજી શિકાર રમવા ચાલીઆ,
એટલે રાણીજી હળવે રહીને બોલ્યાં જો.

મારજો મારજો હંસ ને હણીઆર જો,
એક ના મારશો રે વન કેરો મોરલો.

રાખ્યાં રાખ્યાં હંસ ને હણીઆર જો,
શોધીને માર્યો રે વન કેરો મોરલો.

દિવસ આથમ્યો ને સાંજ પડી ગઇ ત્યાંય જો,
રાજાજી મોર મારીને ઘેર આવીઆ.

ઉઠો રાણીજી દિવડીઆ અજવાળો જો,
રડતાં ને કકળતાં દિવડા અજવાળીઆ.

કહો તો રાણીજી સાંકળાં ઘડાવું જો,
ખીલીએ લખાવું રે વન કેરો મોરલો.

ઘેલા રાજાજી ઘેલડીયું શું બોલો જો,
સોનીનો લખેલો મોર કેમ બોલશે?

કહો તો રાણીજી સાડીઓ વસાવું જો;
પાલવડે લખાવું રે વન કેરો મોરલો.

ઘેલા રાજાજી ઘેલડીયું શું બોલો જો,
દોશી વાણીઆનો લખેલો મોર કેમ બોલશે?

મોર મારા પિયરનો પાડોશી જો,
સાસરીઆનો સંગાથી મોર કેમ મારિયો?



# મહીપત મેઘ જામ્યોરે.

(મેંદી રંગ લાગ્યો...એ ઢાળ)

ઝબકી અષાઢની વીજળી,
મારે કાળજ લાગી કટાર રે;
મહીપત મેઘ જામ્યો રે.

આભાં ગડે કંઇ ઉંડા ઉંડા,
મારા મોરલિયા ગાતા મલ્લાર રે;
મહીપત મેઘ જામ્યો રે,

રાજાનો રાજા સાચો મેહુલિયો,
આવ્યો જો અનરાધાર રે;
મહીપત મેઘ જામ્યો રે.

હેલી જામી જો ધરતીને હૈયે,
પુલી ફાલી એ અપાર રે;
મહીપત મેઘ જામ્યો રે.

જગ આખાને જીવાડવાને,
આવ્યો મેહુલીયો ઉદાર રે;
મહીપત મેઘ જામ્યો રે.

પરણ્યો પંખીડો પરદેશે.
મારી આંખ્યે શ્રાવણીયાની ધાર રે;
મહીપત મેઘ જામ્યો રે.

(રા. કવિ રસિકચતુર)

# કાળજડાંના શૂળ

મ્હારે કાળજ શૂળો વાગી રાજ—અરરર કાંઇ કાંઇ થાયે છે.
મુજથી નવ કાંઇ સમજાયે રાજ ” ” ” ” ”
મ્હારે આંગળ સસરા સાસુ રાજ ” ” ” ” ”
પણ શરમે નવ બોલાતું રાજ ” ” ” ” ”
મ્હારા દેર જેઠ નથી ઘેરે રાજ ” ” ” ” ”
બળુ અંતર વેદના જોરે રાજ ” ” ” ” ”
સોંસરવી શૂળો નાંખી રાજ ” ” ” ” ”
એ કેમે ન મેં સંખાતી રાજ ” ” ” ” ”
હવે વૈદડો કોણ બોલાવે રાજ ” ” ” ” ”
પીયુ વીદેશથી શેં આવે રાજ ” ” ” ” ”
વૉય મરવા ટાણું આવ્યું રાજ ” ” ” ” ”
પીયુ કેરી ખબર કોઇ લાવ્યું રાજ ” ” ” ” ”
ચઢી મેડી વાટલડી જોતી રાજ ” ” ” ” ”
મારગડે નેણ પરોતી રાજ ” ” ” ” ”
દિલ દર્દે અવધી બતાવી રાજ ” ” ” ” ”
નણદલ વીર ઉભા આવી રાજ ” ” ” ” ”
નજરે નજરો જ્યાં ઢાળી રાજ ” ” ” ” ”
મણિ શૂળની વેદના ટાળી રાજ ” ” ” ” ”

(રા. પાદરાકર.)

# સ્વાદની રસીયણ

(મારે આજની ઘડી રે રળિયામણી જો...એ ઢાળ)

હું તો રસીયણ સદાની સખિ! સ્વાદની જો!
મને સ્વપ્નાં ય સ્વાદનાં આવે સખિ જો. હું તો.

પત્તરવેલીયાં મ્હેં પ્રેમથી મંગાવીયાં જો.
કરી બેસનને હોંશે લગાવીયાં જો.
વાળી ખાસી કઢાઇ મુકી તેલની જો. હું તો.

હીંગ મુકીને તેલ ધાર મેં કરી જો.
હોંશે હોંશે ખાવાની ઘડી સાંપડી જો.
ઑય માડી વઘારતાં દાઝી ઉઠી જો. હું તો.

સખિ! શીરાપુરીની થાળ પીરસી જો.
પાણી છૂટે એ વાનીઓ ભરી પુરી જો.
સ્વાદ ગળકે અર્ધી અર્ધી હું થતી જો. હું તો.

પહેલે કોળીએજ માંખડી કયાંથી સરી જો.
થઇ ઉલટી ને ખાવું હું તો વિસરી રે.
સ્વાદ કરવા જતાં ભોંઠી પડી જો હું તો.

આ છાબ અંજીરે ભરી જો.
મોઢામાં રસધાર ઉછળી જો.
સામટીએ છાબડી જાઉં ગળી જો. હું તો.

દ્રાખ ખાતાં લપકારે જીભડી વળી જો.
એ તો ચગદાઇ લોહી ધાર નીસરી જો.
બચ્યું ખાવાની તક અલી ના મળી જો. હું તો.

(રા. પાદરાકર.)



## પાદર ઉભા પાળીયા રે લોલ

( મહીડાનાં દાણ અમે નહિ દઇ રે લોલ...એ ઢાળ )

પાદર ઉભા પાળીયા રે લોલ,
એ તો શૂરાનાં શૂરનાં નિશાન રે....( ટેક )

પત્થરમાં કોરેલ ઘોડલાં રે લોલ,
ધાર્યા શૂરાએ ઢાલ તલવાર રે....પાદર....

ડિમ ડિમ ડક ડાક વાગે, ડાકલા રે લોલ,
ત્યારે પત્થરમાં પ્રાણ પુરાય રે....પાદર....

સાંભળતાં ચાનક ચડે રે લોલ,
જોમ જાગે ને કંપે કાય રે....પાદર....

હાલે ઘોડાને હાલે પાળીયા રે લોલ,
જાણે શરા સજીવન થાય રે....પાદર....

પડખે શ્રધ્ધાળુઓ ધુણતા રે લોલ,
**પાણીભર્યાં** શ્રીફળ વધેરાય રે....પાદર....

જાણે દાદાને જઈ વિનવું રે લોલ,
આપો રણે ચડયાની રજા ય રે....પાદર....

( રા. બાલુભાઇ ગોવીંદજી ખેતાણી )

દ્રાખ મોસંબી છાબ અંજીરે ભરી જો.
જોતાં મોંઢામાં રસધાર ઉછળી જો.
જાણે સામટીએ છાબડી જાઉં ગળી જો. હું

દ્રાખ ખાતાં લપકારે જીભડી વળી જો.
એ તો ચગદાઇ લોહી ધાર નીસરી જો.
બળ્યું ખાવાની તક અલી ના મળી જો. હું તો.

( રા. પાદરાકર. )



# પાદર ઉભા પાળીયા રે લોલ

( મહીડાનાં દાણ અમે નહિ દઈ રે લોલ…એ ઢાળ )

પાદર ઉભા પાળીયા રે લોલ,
એ તો શૂરાનાં શૂરનાં નિશાન રે….( ટેક )

પત્થરમાં કોરેલ ઘોડલાં રે લોલ,
ધાર્યા શૂરાએ ઢાલ તલવાર રે….પાદર….

ડિમ ડિમ ડક ડાક વાગે, ડાકલા રે લોલ,
ત્યારે પત્થરમાં પ્રાણ પુરાય રે….પાદર….

સાંભળતાં ચાનક ચડે રે લોલ,
જોમ જાગે ને કંપે કાય રે….પાદર….

હાલે ઘોડાને હાલે પાળીયા રે લોલ,
જાણે શૂરા સજીવન થાય રે….પાદર….

પડખે શ્રધ્ધાળુઓ ધુણતા રે લોલ,
પાણીભર્યાં શ્રીફળ વધેરાય રે….પાદર….

જાણે દાદાને જઈ વિનવું રે લોલ,
આપો રણે ચડયાની રજા ય રે….પાદર….

( રા. બાલુભાઈ ગોવીંદજી ખેતાણી )

# હું તો ઢોલે રમું ને હરિ સાંભરે

હું તો ઢોલે રમું ને હરિ સાંભરે રે,
મારાં ઢોલણીયાં પડી પડી જાય રે. હું તો ઢોલે....

હું તો દાતણ કરૂં ને હરિ સાંભરે રે,
મારા દાતણીયાં પડી પડી જાય રે. હું તો ઢોલે....

હું તો ન્હાવણી કરૂં ને હરિ સાંભરે રે,
મારા ન્હાવણીયાં ઠરી ઠરી જાય રે. હું તો ઢોલે....

હું તો ભોજન કરૂં ને હરિ સાંભરે રે,
મારા ભોજનીયાં ઠરી ઠરી જાય રે. હું તો ઢોલે....

હું તો પોઢણ કરૂં ને હરિ સાંભરે રે;
મારી નીંદરડી તે ઉડી ઉડી જાય રે. હું તો ઢોલે....

(રા. રાયચુરા.)



# આશા ભર્યાં

આશા ભર્યાં અમે આવીયાં,
મારે વ્હાલે રમાડયાં રાસ રે;
આવેલ આશા ભર્યાં રે ...આશા....

શરદ પૂનમની રાતડી રે,
કાંઇ ચાંદો ચડયો આકાશ રે;
આવેલ આશા ભર્યાં રે

ઉતારા દેશું ઓરડા રે,
એને દેશું મેડી કેરા મ્હોલ રે,
આવેલ આશા ભર્યાં રે.

દાતણ દેશું દાડમી રે એને દેશું કણેરાની કાંબ રે,
આવેલ આશા ભર્યાં રે.

ન્હાવણ દેશું કુંડીયું રે એને દેશું નદીયું કેરાં નીર રે,
આવેલ આશા ભર્યાં રે.

ભોજન દેશું લાપશી રે,
એને દેશું કઢીએલ દુધ રે;
આવેલ આશા ભર્યાં રે.

મુખવાસ દેશું એલચી રે,
એને દેશું પાન પચાસ રે;
આવેલ આશા ભર્યાં રે.

પોઢણ દેશું ઢોલીઆ રે,
એને દેશું હીંડોળા ખાટ રે;
આવેલ આશા ભર્યાં રે

# ગામડાં ગોકુળીઆં.

( ગરવા ગોકુળીયા ગામડા એના શાણાશુરા ગોપાળ રે...એ ઢાળ )

કૈંક કુમારો કાનુડા થશે. ગરવા ગુણી ગોપાળ રે
ગામડાં ગોકુળીઆં.

પોતાનાં ગોરસ પચાવશે, પર સીમાએ બાંધી પાળ રે–ગામડાં.

વર્ષો જુનાં પાણી ભર્યાં, વહ્યાં જળ જમનાના વ્હેણુ રે–ગામડાં.

ઉંડી આવઘા ઓળખી, એની નાથશે નટખટ ફેણુ રે–ગામડાં

વેળા કવેળાએ ઉતરે કદી, અવળો મહિપત મેઘ રે–ગામડાં.

એક ગોવર્ધન તોળશે, તજી નાના મોટા મતભેદ રે–ગામડાં.

કૈંક ચાણુર અને મુષ્ટિકો, એના શાસન થશે નિર્વંશ રે–ગામડાં.

કૈંક ચૂસાશે પુતના અને, કૈંક હણાશે કંસ રે–ગામડાં.

પાયા પશુતાના ખોદશે, એની નખમાં નહિ રહેશે ગંધ રે–ગામડાં

બીક અને બળજોરીનાં, બધાં તોડી વછોડશે બંધ રે–ગામડાં.

વનરાના વિષ ઉવેળશે, અને રચશે નંદન વન રે–ગામડાં.

વેણુ વગાડશે વિશ્વમાં, અને નાચશે નંદભુવન રે
ગામડાં ગોકુળીઆં.

[ રા. ઈશ્વરલાલ. ક. જોશી: ]

# મોહનની માયા

ખાલી ખાલી ટેકરી ને જાવા દે જાદવા
તેં મને માયા લગાડી રે;
તેં તો મને માયા લગાડી રે—મારા વ્હાલા!
તેં તો મને માયા લગાડી રે—

પાતાળ જઇને કાળી નાગ નાથ્યો,
ઊંઘતી નાગણ્ જગાડી રે;
ઊંઘતી નાગણ્ જગાડી રે—મારા વ્હાલા!
તેં તો ઊંઘતી નાગણ્ જગાડી રે—

ટચલી આંગળીએ ગોવરધન તોળ્યો,
ઇન્દ્રનું અભિમાન ઊતાર્યું રે;
ઇન્દ્રનું અભિમાન ઊતાર્યું રે—મારા વ્હાલા!
તેં તો ઇન્દ્રનું અભિમાન ઊતાર્યું રે—

કુંવરબાઇનાં મામેરાં પૂર્યાં,
વ્હાલો થયો વેપારી રે;
વ્હાલો થયો વેપારી રે—મારા વ્હાલા!
વ્હાલો થયો વેપારી રે—

સંપાદક: રા. મૂળજીભાઇ પી. શાહ.

# અંબા દર્શનની પ્યાસ

(આછી સુરંગી ચુંદડી રે...એ ઢાળ)

પીયુડા હૈયે હોંશ ઉછળે રે! અંબા જોવાના કોડ રે!
પ્રીતમજી! લઈ ચાલો માને મંદીરીએ રે!

અંબા તો રમવાને સંચર્યા રે! સોળ ધરી શણગાર રે!
પ્રીતમજી! લઇ ચાલો માને મંદીરીએ રે!

આરાસુરી અંબા ઓપતી રે!
લીલવટ ટીલડી ભાલ રે!
પીયુજી! લઇ ચાલો માને મંદીરીએ રે!

કાને કરણ પુલ ઝુલતાં રે!
ઝાલરનો ઝલકાર રે!
વ્હાલેશર! લઇ ચાલો માને મંદીરીએ રે!

કંઠે હીરા હેમ હારલો રે!
બાંહે બાજુબંધ સાર રે!
રસેશ્વર! લઇ ચાલો માને મંદીરીએ રે!

વેઢ વીંટી દશ આંગળી રે!
નાકે વાળી પાણીદાર રે!
પ્રાણેશ્વર! લઇ ચાલો માને મંદીરીએ રે!

લીલી ગજીનું કાપડું રે!
છાયલ રાતું શ્રીકાર રે!
દિલારામ! લઇ ચાલો માને મંદીરીએ રે!

ફુલ કાંગરનો ઘાઘરો રે
ઓઢણુ કસુંબલ ઘાટ રે!
જીવનધન! લઇ ચાલો માને મંદીરીએ રે!

ચરણે તે કડલાં શોભતાં રે!
કાંબીઓ રત્ન જડાવ રે!
સાહેબજી! લઇ ચાલો માને મંદીરીએ રે!

પીયુડે માજીને ભેટાડીયાં રે!
આનંદ અપરંપાર રે!
સલુણા! લઇ ચાલો માને મંદીરીએ રે!

ધન્ય જીવન–ધન્ય નોરતાં રે!
ધન્ય માના દેદાર રે!
આનંદ ધન! લઇ ચાલો માને મંદીરીએ રે!

અંબા! શક્તિ તુજ આપજે!
મણિમય ભારત દ્વાર રે!
મોહન મન! લઇ ચાલો માને મંદીરીએ રે!

[ રા. પાદરાકર ]

# ત્હારે દર્શને હો માત.

( રૂપલા રાતલડીમાં...એ ઢાળ )

ગઢ ગીરનારી ત્હારો વાસ વસે ઉંચે ઘણો હો માત,
અતિ સોહામણો હો માત.
મહિમા ત્હારો મ્હોટો દેશ વીશે પ્રગટયો ઘણો હો માત;
જઉં ત્હારે દર્શને હો માત.

દુર દુરથી લોક તો આવે ત્હારે ધામ;
આષીશ દેજે માવડી પૂરણ થાએ કામ.
માતા મહિમા ત્હારો ભાવ થકી ગવાય છે હો માત;
અતિ ઉજવાય છે હો માત.

ગીરીવર કેરા શિખરે લોકો આવે ખાસ;
દુખ ભંજન માતા કેરા દુર્લભ દર્શન વાટ.
ડુંગર ત્હારો શોભે દુર થકી રળીયામણો હો માત;
ગાઉં હું ભાવથી હો માત.

આંબલીયાની કુંજમાં કોયલડીનો વાસ;
વન વન ગજવે એકલી કરી મધુર ટહુકાર.
સહુને ડુંગર ત્હારો દેતો શીતળ છાંયડો હો માત;
ગરબો ગાય 'સવિતા!' ભાવથકી તુજ બારણે હો માત.
અતિ સોહામણો હો માત;
અતિ રળીઆમણો હો માત.

( સવિતા. )

ફુલ કાંગરનો ઘાઘરો રે
ઓઢણું કસુંબલ ઘાટ રે!
જીવનધન! લઇ ચાલો માને મંદીરીએ રે!

ચરણે તે કડલાં શોભતાં રે!
કાંબીઓ રત્ન જડાવ રે!
સાહેબજી! લઇ ચાલો માને મંદીરીએ રે!

પીયુડે માજીને ભેટાડીયાં રે!
આનંદ અપરંપાર રે!
સલુણા! લઇ ચાલો માને મંદીરીએ રે!

ધન્ય જીવન–ધન્ય નોરતાં રે!
ધન્ય માના દેદાર રે!
આનંદ ધન! લઇ ચાલો માને મંદીરીએ રે!

અંબા! શક્તિ તુજ આપજે!
મણિમય ભારત દ્વાર રે!
મોહન મન! લઇ ચાલો માને મંદીરીએ રે!

[રા. પાદશાકર]

# ત્હારે દર્શને હો માત.

( રૂપલા રાતલડીમાં...એ ઢાળ )

ગઢ ગીરનારી ત્હારો વાસ વસે ઉંચે ઘણો હો માત,
અતિ સોહામણો હો માત.
મહિમા ત્હારો મ્હોટો દેશ વીશે પ્રગટયો ઘણો હો માત;
જઉં ત્હારે દર્શને હો માત.

દુર દુરથી લોક તો આવે ત્હારે ધામ;
આષીશ દેજે માવડી પૂરણ થાએ કામ.
માતા મહિમા ત્હારો ભાવ થકી ગવાય છે હો માત;
અતિ ઉજવાય છે હો માત.

ગીરીવર કેરા શિખરે લોકો આવે ખાસ;
દુખ ભંજન માતા કેરા દુર્લભ દર્શન વાટ.
ડુંગર ત્હારો શોભે દુર થકી રળીયામણો હો માત;
ગાઉં હું ભાવથી હો માત.

આંબલીયાની કુંજમાં કોયલડીનો વાસ;
વન વન ગજવે એકલી કરી મધુર ટહુકાર.
સહુને ડુંગર ત્હારો દેતો શીતળ છાંયડો હો માત;
ગરબો ગાય 'સવિતા!' ભાવથકી તુજ બારણે હો માત.
અતિ સોહામણો હો માત;
અતિ રળીઆમણો હો માત.

( સવિતા. )

# નવરાત્રિ

( પુનમ ચાંદની...એ ઢાળ. )

આવો સજની સહીયરની સાથે મળી રે,
નવલા નવરાત્રિના નવ દિવસ નવનીત;
રંગે, સંગે, અતિ ઉમંગે રમીએ આપણે રે;
રમતાં નવદુરગા મળી ચોસઠ એની સાથમાં રે,
જોવા મળતાં અમરો–અમરીઓ સહુ ધરી પ્રીત,
રંગે, સંગે અતિ ઉમંગે રમીએ આપણે રે...આવો સજની.

સાખી: વર્ષ તણાં સહુ માસમાં, આસો માસ અધિક;
આવે પર્વો નવનવાં, એકેકથીજ અધિક.

તેમાં પ્રથમ દિવસ નવ આવે, નવરાત્રિ તણાં રે,
જેમાં પૂજતા લોકો નવદુર્ગા નીતનીત...રંગે સંગે....

સાખી: રામા લેતી રાસડા, રજની મહીં રળિયાત;
વ્યાપે આનંદ અવનવો; જ્ઞાત અને અજ્ઞાત.

ઓપી રહેતી અવની અલબેલી, ઘેલી બની રે,
જ્યાં ત્યાં મંગળકર મહંમાય ગવાતાં ગીત....રંગે સંગે....

સાખી: સ્હાય કરી સેવક તણી, કાપે કષ્ટ સદાય,
આપે સુખ સંપત્ત વળી, એની જગદંબાય.

ગાયે ગુણિયલ ગોરી ગર્વ તજી ગુણ ગાન ને રે,
પામે ઇચ્છીત વર એ નવ દુર્ગાથી ખચીત....રંગે સંગે....

# રસના રાસ રમો રસપૂર.

( માજી તું પાવાની પટરાણી...એ ઢાળ.

રસના રાસ રમો રસપૂર
રસીક રસ રેલજો રે લોલ !
સમરો અંબા બહુચર બેશકે
કાલીકા માતને રે લોલ !
આવ્યાં નવલખ શાં નવરાત્ર કે
ઉજળી રાતડી રે લોલ !
રૂપલા આશો બીજ રઢીયાળી કે
ઓઢી ઘાટડી રે લોલ !
માનાં નવ નવ નવલાં નામ કે
ભવાની અંબીકા રે લોલ !
બહુચર, ચાચર, ત્રિપુરા, કાળી
વૈશ્નવી મલ્લિકા રે લોલ !
મહેશ્વરી, નારાયણી, બ્રહ્માણી
રૂદ્રાણી રાજતી રે લોલ !
ચંડીકા, કલ્યાણી, અસુરારી,
શક્તિ સ્વરૂપા છતી રે લોલ !
સૌએ એક રૂપે મહામૈયા
ભારતી રાજતી રે લોલ !
વંદન નંદનવન પદ પદમે
માણુ જગ ગાજતી રે લોલ !

[ રા. પાદરાકર. ]

# ખીર દાળી મા.

મા સુંદર ગીરીથી ઉતર્યા ખીર દાળી મા
મા નૌતમ બાળે વેશ ઝાંઝર વાગે મા
આ પ્રાતઃકાળે આભલા ખીર દાળી મા
તુજ ઘાટડીએ વીંટાય ઝાંઝર વાગે મા
આ સુરજ સનમુખ લટકતો ખીર દાળી મા
આ સામી આરસી સ્હાય ઝાંઝર વાગે છે
આ ચકવા ચકલી હુંસલા ખીર દાળી મા
તુજ પગલે ભમતાં ગાય ઝાંઝર વાગે છે
આ સાયર પાસે નાચતી ખીર દાળી મા
આ નદીમાં આવી ન્હાય ઝાંઝર વાગે છે
અમ સમી ન્હાની બાળકી ખીર દાળી મા
એને હૈયે વસતી માત ઝાંઝર વાગે છે
આ અખીલ વિશ્વમાં વ્યાપતી ખીર દાળી મા
મુજ કાળજડામાં માય ઝાંઝર વાગે છે

---

# અંબે રાસે રમે.

રાસે રમે રે રાસે રમે, આજ અંબે રંગ રાસે રમે ?

આદિત્યે અંબા મતવાલી,
ગરબા મોંઘા મૂલા માને ગમે રે !
....આજ અંબે રંગ રાસે રમે ?

સોમે સંગીતના સૂર રસાળા, માજી ઘુમે ને હેતે નમે,
....આજ અંબે રંગ રાસે રમે.

મંગળવારે મા ભારતી માતા
દેવી ને દેવ એને ચરણે રમે રે !
....આજ અંબે રંગ રાસે રમે.

બુધવારે બહુચર બિરદાળી, નૈવેધ સજની હોંશે જમે રે,
ગુરૂવારે ગરબે મા ઘુમે,
દર્શને દુખડાં સૌનાં શમે રે !
....આજ અંબે રંગ રાસે રમે.

ભૃગુવારે ભાવભક્તિ વધારો, દુશ્મન પણ ઝટ આવી નમેરે.
આજ અંબે રંગ રાસે રમે.

શનીએ શાંતિ સ્થળ સ્થળ વ્યાપે !
મહાકાળી દૈત્ય નીત્યે દમે રે.
...આજ અંબે રંગ રાસે રમે.

મણિ મહાન દે શક્તિ ભારતને,
એના બાળક જગભરમાં રમે રે !
....આજ અંબે રંગ રાસે રમે.

[રા. પાદરાકર.]



# ભારત ભૂમીમાં જગ્યા એક નિહાળ જો રે.

( પુનમ ચાંદનીનો...એ ઢાળ )

ભારત ભવ્ય ભૂમીમાં જગ્યા એક નિહાળ જો રે,
જો જો એની અંદર ગરવી છે ગુજરાત,
આઇ અંબે મૈયા ઉત્તરમાં બિરાજીયાં રે,

**સાખી**

વસીયાં દેવી ડુંગરે, સન્મુખ એના ધામ;
જન જાત્રાએ ત્યાં જતા, કરવા પ્રેમે પ્રણામ.
કરી દર્શન માનાં સૌ જન તો સુખ પામતાં રે,
રહેતાં ગરબા ગાતાં માના ચાચર લોક;
...ભારત ભવ્ય ભૂમીમાં....

**સાખી**

ઉત્તરમાં અંબા વસ્યાં, પૂર્વે કાળી માત;
દક્ષિણમાં તુળજા વસ્યાં, ચુંવાળ બહુચર માત.
બેઠાં ચાર જોગણી રક્ષા કરવા તેહુની રે,
જેની રક્ષાથી સૌ ટળતાં વિઘન;
....ભારત ભવ્ય ભૂમીમાં....

**સાખી**

દેવીની રક્ષા કરે, મળીને ચારે બેન;
દુઃખ થાએ જો માતને, પડે ન કોને ચેન.
એવી દિવ્ય ભૂમિમાં જન જે જન્મજ પામીયા રે
તેનો સફળ થયો આ જગમાંહી અવતાર
....ભારત ભવ્ય ભૂમીમાં....

## સાખી

અંબા આદ્ય સ્વરૂપ છે, કાળી ભયંકર રૂપ,
ભોળી બહુચર માવડી, તુળજા અનુપમ રૂપ
પ્રગટયાં આદ્ય શક્તિથી ચાર સ્વરૂપો તો જુદાં રે
કરતો પ્રણામ નર્મદ જય ગરવી ગુજરાત
....ભારત ભવ્ય ભૂમીમાં..

---

## કાળકા કાગળ મોકલે.

કાળી રે કાળકા કાગળ મોકલે રે
અંબા મા ગરબે રમવા આવ રે
હું કેમ આવું રે સહીયર એકલી
મારે સાત સહીયરનો સાથ જો
મારે ખોળે નાનું બાળ જો
બાળને પોઢાડું રે સોના પારણે
રમશે ગોપી ને ગોવાળ જો
મારે રમવું માઝમ રાતજો

---

# ઝાંઝર.

ઝીણી ઝીણી વાગે ઘુઘરડી રે, ઝાંઝરને ઝમકાર,
કાળીકા મા! તુજને વીનવું રે, ગરબે રમવા આવ.
હું કેમ આવું? મારી સહિયરો! ખોળે નાનું બાળ.
બાળને પોઢાડો સોના પારણે રે, રમીએ માઝમ રાત.–ઝીણી.

અંબા મા! તુજને વીનવું રે, ગરબે રમવા આવ.
હું કેમ આવું? મારી સહિયરો? ખોળે નાનું બાળ,
બાળને પોઢાડો સોના પારણે રે, રમીએ માઝમ રાત.–ઝીણી.

મહાલક્ષ્મી મા! તુજને વીનવું રે, ગરબે રમવા આવ.
હું કેમ આવું? મારી સહિયરો! ખોળે નાનું બાળ,
બાળને પોઢાડો સોના પારણે રે, રમીએ માઝમ સત.–ઝીણી.

[ રસકલ્લોલમાંથી. ]



# અમે તો ભારત ભૂમીનાં બાળ.

( ગુણવંતી ગુજરાત...એ ઢાળ )

ભરત ભૂમીનાં બાળ,
અમે તો ભરત ભૂમીનાં બાળ;
અમોને કેવળ એ પર વ્હાલ,
નિરંતર કેવળ એ પર વ્હાલ...અમે.

સ્વર્ગ સમી પર ભૂમી સુંદર ભલે રસમાં રમનાર;
અમ અંતરમાં એને તેજે પળભર નહીં ચમકાર...અમે.

રંક ભલે રહી માત અમારી, તદપિ એ અમ પ્રાણ
હૈયાં ગેલ સલૂણાં દેતી શીખવી ઉન્નત ગાન...અમે.

અવર ભૂમીની ભૂરકીમાં નહીં ભરત અમે ભૂલનાર;
પરમાતાનાં લાડ લખેરાં, તે શું દુઃખ દળનાર?....અમે.

અનેરૂં વ્રત કંઇ અમે ઉજવીશું, ઝગતા સુર ઝમકાર;
ઉષા સમી બસ ભરત હસાવી, જગવીશું જયકાર....અમે.

[ રા. વસંત વિનોદી ]

# અમે ગુજરાતી

( સદા સંસારમાં સુખદુઃખ...એ રાગ )

અમે ગુજરાતી ગરવા દિવ્ય ગુર્જર દેશવાસી,
અમારાં રોમેરોમે ગુર્જરીની ઝંખના શી ?—અમે.

તડફતાં તનબદન ચાદી થતાં જય ગુર્જરીની !
અમારી આંખડી તલસે સદા ગુજરાત પ્યાસી !—અમે.

ગયા સિધ્ધરાજ ને વનરાજ કયાં ગુજરાત વાસી ?
અને બાણાવળી એ ભીમ ભોળો હા વિલાસી ?—અમે.

હતા કુમાર ને મુંજાલ અણહીલ શૂર પૂરા !
અહા ! કયાં આજ એ ? દુશ્મન જતા જેથીજ ત્રાસી !—અમે.

પ્રસૂતા વીરની દુહીતા દયીતા વીર કેરી !
ચીતા સુનાર ઝોહર વૃત્ત ધરી સતી જે થતી'તી !—અમે.

સુભટ સમશેરીયા થનગન ધરા ધ્રૂજાવનારા,
ખપ્યા આરાધને જે ગુર્જરી કેરા વિલાસી.—અમે.

નૂરાની નૂર શ્વાસોશ્વાસે એકજ ગુર્જરાતી;
અને હર હાલમાં એકજ અમારાં ગુર્જરી માજી—અમે.

પ્રભો બસ એક અરજ એજ ગુર્જરી આજ પાછી,
હતી તેવી પુનઃ પ્રગટાવ, વાંચ્છા એજ સાચી—અમે.

સમોવડી સ્વર્ગની, નંદનવન સમી રહે વિરાજી,
'મોણ' ઇચ્છા જીવનભર છું, રહું ગુજરાતી–ગાજી—અમે.

[ રા. પાદરાકર. ]

# યાદી શિવાજી મહારાજની

યાદી શિવાજી મહારાજની
  ઓલે ડુંગરને આડ (૨)
ડોલે કાળમીંઢ પ્હાણ
  યાદી શિવાજી મહારાજની૦

ઘેરી રાતલ એની આંખડિ રે,
  હામ હૈયું વિશાળ (૨)
એવો એ વજ્રદેહી વીરલો,
  ભવ્ય ભભૂકતા ભાલ (૨)
  યાદી શિવાજી મહારાજની૦

નજરોમાં નવગ્રહો ડોલતા રે,
  મડાં મર્દ થઇ દે ફાળ (૨)
હાથે ભવાની જ્યારે તોળતો
  લાગે કેશરી કરાળ (૨)
  યાદી શિવાજી મહારાજની૦

નીતિ ને શિલ બક્તરે મઢયો રે,
  એને પરનારી માત (૨)
દેશદાઝ રગે રગે થનગને,
  ધર્મરાજ સાક્ષાત (૨)
  યાદી શિવાજી મહારાજની૦

હિન્દવટ રક્ષણે જન્મીયો રે,
ધન્ય જીજાબાઇ માત (૨)
ભારતભૂષણ દેશ દીવડો,
સ્મરો 'મણિમય' પ્રભાત (૨)
યાદી શિવાજી મહારાજની૦

[રા. પાદરાકર]

---

## હું તો ગરબે રમું

હું તો ગરબે રમું ને સહુને ગમું રે,
મ્હારાં હૈયાં ઓછાં ઓછાં થાય:
હું તો ગરબે રમું ને સહુને ગમું રે!
હું તો ફરતે ફરૂં ને સખીઓ ફરે રે,
મ્હારાં હૈયાં ત્યારે ઉભરાય: હું તો—
હું તો તાળી પાડું ને સખીઓ ઝીલે રે,
મ્હારાં હૈયાં ત્યારે હરખાય: હું તો—
તાલ લેતાં હલકે તનુ વેલડી રે,
મ્હારી કાયા લચી લચી જાય: હું તો—
હું તો ગરબામાં ભાવ અવનવા ભરૂં રે,
મ્હારા ગીતના સાગર લહેરાય: હું તો—
મ્હારા ગરબા જોવાને ત્હમે આવજો રે!
મ્હારે ગરબે શેરી ગજવાય: હું તો—
રાસરાણી હું તો શરદ સુન્દરી રે,
મ્હારા શરદ ઉત્સવ ઉજવાય: હું તો—

(રા. જનાર્દન પ્રભાસ્કર)

# મેંદી મૂકી

(ઢાળ : નિંદર ભરીરે ગુલાલે ભરી)

મેંદી મૂકી મ્હેં બ્હેન! મેંદી મૂકી
આજ મ્હારે હાથે મ્હેં મેંદી મૂકી

મેંદીનો રંગ બ્હેન! કેવો રળિયામણો;
ઉરના ઉલ્લાસ ભેર મેંદી મૂકી:
આજ મ્હારા હાથે મ્હેં મેંદી મૂકી.

લાગે છે હાથ જોને કેવો સોહામણો;
રંગવાનો લેશ ના હું તો ચૂકી:
આજ મ્હારે હાથે મ્હેં મેંદી મૂકી:

મ્હારા ઉદ્યાનને તો મેંદીની વાડ છે;
જોવાને ચાલને કેવી ઝૂકી:
આજ મ્હારે હાથે મ્હેં મેંદી મૂકી.

કાળજામાં કોડ હોય ત્હારે જો બ્હેન! તો
આવજે હું આપીશ એની ભૂકી:
આજ મ્હારે હાથે મ્હેં મેંદી મૂકી.

રા. મૂળજીભાઇ પી. શાહ

# ચંદા

ઉંચે આભે રે
  પેલી ચંદા રમે, મતવાલી ભમે,
  એ તો સૌને ગમે;
ઉંચે આભે રે પેલી ચંદા રમે!

કેવી દીપે રે
  જાણે મંડપની–મધ્ય ચંદ્રમણિ!
  એવી મનહરણી!
ઉંચે આભે રે પેલી ચંદા રમે!

એને અંગે રે
  અમીઝરણ ઝરે, તેમાં તારા તરે,
  ચમકારા કરે!
ઉંચે આભે રે પેલી ચંદા રમે!

એનું મુખડું રે
  ગોરૂં ગોળ દીસે, અજવાળાં હસે!
  તેના મે વરસે!
ઉંચે આભે રે પેલી ચંદા રમે!

એને ઘેરે રે
  કૈં વાદળડી! થઇ સાહેલડી
  ફરે ફુદરડી!
ઉંચે આભે રે પેલી ચંદા રમે!

ખીલે નિત નિત રે
દેવકન્યા સમી, આકાશે ભમી,
સીંચે સૌમાં અમી!
ઉંચે આભે રે પેલી ચંદા રમે!

[ રા. ત્રીભુવન. ગૌ. વ્યાસ ]

---

## મ્હારે રે ગામડે!

(ઢાળ : વઢવાણ શહેરનાં લીલાં લવિંગિયાં)

મ્હારે રે ગામડે આવો હો વીરા!
લેવાને મીઠડો લ્હાવો હો વીરા!—મ્હારે રે.
ઘેરે છે ગાવડી વ્હાલા હો વીરા!
પીજોને દૂધના પ્યાલા હો વીરા!—મ્હારે રે.
રૂડો છે રેંટીઓ ઘેરે હો વીરા!
કાંતીશું આપણે લ્હેરે હો વીરા!—મ્હારે રે.
વાડીમાં ફૂલડાં ફોરે હો વીરા!
ગથીશું સ્નેહના દોરે હો વીરા!—મ્હારે રે.
નાચન્તા મોરલા નિત્યે હો વીરા!
કૂજન્તી કોકિલા પ્રીત્યે હો વીરા!—મ્હારે રે.
મ્હારે રે ગામડે આવો હો વીરા!
લેવાને મીઠડો લ્હાવો હો વીરા!—મ્હારે રે.*

( રા. મૂળજીભાઇ પી. શાહ )

---

* 'રાસ નિકૂંજ' માંથી.

# રીસામણાં

(ઢાળ: અબોલડા શાના લીધા રે?)

માડી મનાવવાને જાય :<br>
  રીસામણાં રામે લીધાં રે!

રીઝે ન રામજી જરાય :<br>
  રીસામણાં રામે લીધાં રે!

મંગાવ્યા માડીએ ઘેબર ને ઘારી;<br>
ખાતા નથી કંઇ રામ—હાંરે સખિ!<br>
ખાતા નથી કંઇ રામ :<br>
  રીસામણાં રામે લીધાં રે!

ગોરી ગાવડલીનાં મીઠાં દુધડલાં;<br>
પીતા નથી કંઇ રામ—હાં રે સખિ!<br>
પીતા નથી કંઇ રામ :<br>
  રીસામણાં રામે લીધાં રે!

આપ્યા મેં ખેલવાને હાથી ને ઘોડા;<br>
રમતા નથી એ રામ—હાં રે સખિ!<br>
રમતા નથી એ રામ :<br>
  રીસામણાં રામે લીધાં રે!

અતલશની ટોપી ને જરકશી જામા;
પ્હેરતા નથી એ રામ—હાં રે સખિ !
પ્હેરતા નથી એ રામ :
રીસામણાં રામે લીધાં રે !

હીરાના હાર ને મૌક્તિકની માલા;
રીઝતા નથી એ રામ—હાં રે સખિ !
રીઝતા નથી એ રામ :
રીસામણાં રામે લીધાં રે !

ગુલાબ મોગરો ને કદમ્બનાં ફૂલડાં;
સૂંઘતા નથી એ રામ—હાં રે સખિ !
સૂંઘતા નથી એ રામ :
રીસામણાં રામે લીધાં રે !

રામજી રીઝાશે ત્યારે દુઃખો સૌ જાશે;
માએ વિચાર્યું ઉરમાંય—હાં રે સખિ !
માએ વિચાર્યું ઉરમાંય :
રીસામણાં રામે લીધાં રે.

દર્પણ મંગાવી માએ રામજીને આપ્યું;
નિરખ્યો ચાંદલાને ત્યાંય—હાં રે સખિ !
નિરખ્યો ચાંદલાને ત્યાંય :
કે રામજી રાજી થયા રે !*

(રા. મૂળજીભાઇ પીતામ્બરદાસ શાહ.)

* 'રાસ નિકૂંજ' માંથી.

## વાદળી ઘૂમે છે

વીજ ચમકે મેહુલીઓ ગાજે છે.
કરે મોર મીઠા ટહુકાર
વાદળી ઘૂમે છે

નેણ ચમકે હેતલડાં ગાજે છે
કરે હૈયા મીઠા ટહુકાર—વાદળી૦

દિવસ ચમકે રાતલડી ગાજે છે
એમાં મીઠા જીવન ટહુકાર—વાદળી૦

બ્રહ્મ ચમકે ને બ્રહ્માંડ ગાજે છે
કરે આત્મા ઉંડા ટહુકાર—વાદળી૦

[ રા. ત્રિભુવન ગૌ. વ્યાસ ]



## ગોળી ફોડી.

ગોળી ફોડી મારી ગોળી ફોડી,
　　જુઓ જસોદા ગોળી ફોડી.

ગાયની ગમાણે ગોવિંદ સંતાયા,
　　વાછરૂં તો મારાં મેલ્યાં છોડી. જુઓ૦

સૂતાં બાળકનાં અંગ મરોડયાં,
　　નૈયાં ને નેતરાં નાખ્યાં તોડી. જુઓ૦

શીંકેથી રે વ્હાલે ગોરસ ઉતાર્યાં,
　　ખાધાં નહિ એટલાં નાખ્યાં ઢોળી. જુઓ૦

ચાર પાંચ ગોપીઓ ટોળે મળીને,
　　કા’નાને બાંધીએ તાણી તાણી, જુઓ૦

ચાલો જશોદા માતાને કહીએ,
　　આવડી રાવ તે કોને કહીએ. જુઓ૦

વલ્લભના સ્વામી પ્રભુ રસિક શિરોમણી,
　　ગોળી ફોડી મારી જાણી જાણી. જુઓ૦

---

# ગાગરીયા ફોરી.

જાકે મથુરાં હા કાનાને,
ગા ગ રી યા ફો રી હાં....હા જાકે.

ઐસી રીત તુજે કૌન સીખાવે,
કિસન કરત બલજોરી. હાં....હાં જાકે.

મીરાંકે પ્રભુ ગિરિધર નાગર,
ચરણ કમલ બલિહારી હાં...હાં જાકે.



# મેઉલા અષાડના રે.

આવે રે મેઉલા આવ,
મેઉલા અષાડના રે.

ઘેરી ઘેરી વાદળી જળે ભરી રે;
વરસી ઝરમર જાય,
મેઉલા અષાડના રે .... આવે રે.

ઝબકે ઝબઝબ વીજળી રે;
વાદળ ધમમમ થાય;
મેઉલા અષાડના રે ... આવે રે.

નદીએ પાણી રેલશે રે,
ધરતી ડુબ ડુબ થાય;
મેઉલા અષાડના રે .... આવે રે.

ખેતર ખેડુત વાવશે રે;
કપાસ ને કણ થાય;
મેઉલા અષાડના રે .... આવે રે.

[ રા. ત્રીભુવન ગો. વ્યાસ ]

# મોગરાની માળ

મોગરાની માળ મારી મોગરાની માળ;
નાની રસાળ મારી મોગરાની માળ.

બેને વીણેલ કળી,
બાએ ગુંથેલ વળી;

કંઠે લટકંત મારી મોગરાની માળ,
આમ ફરે તેમ ફરે,
ચકર ચકર ફુદડી ફરે;

તૂટી તૂટી શું મારી મોગરાની માળ;
દેવ તણાં ચરણ મારી મોગરાળ માળ
મોગરાની.

[ રા. દેશળજી પરમાર ]



# રંગરંગ વાદળિયા.

હાંરે અમે ગ્યાં'તા

હો રંગના ઓવારે,
કે તેજના ફુવારે;
અનંતને આરે,
કે રંગરંગ વાદળિયાં,

હાંરે અમે ઉડયાં;

હો મોરલાના ગાણે,
કે વાયરાના વહાણે;
આશાના સુકાને,
કે રંગરંગ વાદળિયાં.

હાંરે અમે થંભ્યા.

હો મહેલના મિનારે,
પંખીના ઉતારે;
ડુંગરડાની ધારે,
કે રંગરંગ વાદળિયાં.

હાંરે અમે પ્હોંચ્યા,

હો આભલાને આરે,
કે પૃથ્વીની પાળે;
પાણીના પથારે,
કે રંગરંગ વાદળિયાં.

હાંરે અમે નાહ્યાં,

હો રંગના ઓવારે,
કે તેજના ફુવારે;
કુંકુમના ક્યારે,
કે રંગરંગ વાદળિયાં.

હાંરે અમે પોઢયાં,

છલકતી છોળે,
દરિયાને હિંડોળે;
ગગનને ગોળે,
કે રંગરંગ વાદળિયાં.

હાંરે અમે જાગ્યાં,

ગુલાલ ભરી ગાલે,
ચંદન ધરી ભાલે;
રંગાયા ગુલાલે,
કે રંગરંગ વાદળિયાં.

હાંરે અમે નાચ્યાં,

તારાનાં તરંગે,
રઢિયાળા રંગે;
આનંદના અભંગે,
કે રંગરંગ વાદળિયાં.

હાંરે રે અમે આવ્યાં

હો રંગરંગ અંગે
અનંત ઉપરંગે
તમારે ઉછંગે,
કે રંગરંગે વાદળિયાં.

[રા. સુન્દરમ.]



# હું યે ચાલું ને ચાલે ચાંદલો.



હું યે ચાલું ને ચાલે ચાંદલો રે લોલ,
ચાંદલો ચાલે મારી સાથ જો :
હું યે ચાલું ને ચાલે ચાંદલો રે લોલ !

હું જ્યાં થોભું ત્યાં થોભે ચાંદલો રે લોલ,
ચાંદલાની ચાલ મારે હાથ :
હું યે ચાલું ને ચાલે ચાંદલો રે લોલ !

ચાંદાની સાથ ચાલે ચાંદની રે લોલ,
ચાંદનીઓનો એ સરદાર જો :
હું યે ચાલું ને ચાલે ચાંદલો રે લોલ!

ઉભો અચલ એક તારલો રે લોલ,
ધ્રુવને ન એની દરકાર જો :
હું યે ચાલું ને ચાલે ચાંદલો રે લોલ!

ચાંદલાને અંક મૃગલાં રમે રે લોલ,
ધરતી ખોળે અમે રમનાર જો :
હું યે ચાલું ને ચાલે ચાંદલો રે લોલ!

મારા કુળનો હું યે ચાંદલો રે લોલ,
કુળનો થઇશ ઉજળનાર જો :
હું યે ચાલું ને ચાલે ચાંદલો રે લોલ!

ચાંદલો દડો છે દેવબાળનો રે લોલ,
રમવા એ સાથ મુજ વિચાર જો :
હું યે ચાલું ને ચાલે ચાંદલો રે લોલ!

આપો ઉતારી કોઇ આભથી રે લોલ,
આવું તેને ઉપહાર જો :
હું યે ચાલું ને ચાલે ચાંદલો રે લોલ!*

(રા. જનાર્દન પ્રભાસ્કર.)

---

* રાસ નન્દિનીમાંથી.

# રમવા આપો ચાંદલિયો

(વા વાયા ને વાદળ ઉમટ્યાં...એ ઢાળ.)

ઝગઝગતો આભલિયે ભાળ્યો,
રઢ લાગી તેની માત,
રમવા આપોને મા! મ્હને ચાંદલિયો!

હઠ ત્યાગોને મ્હારા લાડકડા,
નભ મંડલ કેમ પહોંચાય?
રમવા આપોને મા! મ્હને ચાંદલિયો!

બહુ કહાનકુંવર કલ્પાંત કરે,
આંસુડાં વહે ચોધાર,
રમવા આપોને મા! મ્હને ચાંદલિયો!

જે અવનીનો ભાર ઉતારન્તા,
તે ભૂમિ પર લોટાય,
રમવા આપોને મા! મ્હને ચાંદલિયો!

આક્રંદ સુણી મા વિવશ બન્યાં,
જળ ભરીને મૂક્યુ પાત્ર,
રમવા આપોને મા! મ્હને ચાંદલિયો!

પ્રતિબિંબ નિહાળી સુધાકરનું,
મન રીઝયા નંદકુમાર;
રમવા આપોને મા! મ્હને ચાંદલિયો!

યદુકુલદીપકની બાળ લીલા,
વર્ણવતાં ના'વે પાર;
રમવા આપોને મા! મ્હને ચાંદલિયો!

[સૌ. દિપકબા દેસાઇ.]

# અમે નવલ કુમળાં પુલડાં રે.

અમે ઉગતા નવલ કિશોર કુમળાં પુલડાં રે;
રસ વાડીના સુન્દર મ્હોર મધુરાં પુલડાં રે.
અમે ખીલતાં દીન ને રાત કુમળાં પુલડાં રે;
તમ હૃદય થતું રળીયાત મધુરાં પુલડાં રે.
અમે સિંચીએ સ્નેહલ વારી કુમળાં પુલડાં રે;
છે સુરભિ સુખમય સારી મધુરાં પુલડાં રે.
અમે લલિત લતાનાં બાળ કુમળાં પુલડાં રે.
છે રસમય કુંજ રસાળ મધુરાં પુલડાં રે;
ધરી ઉછેરજો અનુરાગ મધુરાં પુલડાં રે.

(રા. ચંદુલાલ પુરશોતમ મ્હેતા)



## હાલને મારે શેતર એ કરહણીયા

તું તો હાલને મારે શેતર રે એ કરહણીયા
એ એ હામા વાડામાં તે ઓરડી પાકી
તેના તે મેઠાં મેઠાં બોરાંરે હો

કરહણીયા—

તું તો હાલને હાલ; તું તો હાલને હાલ
તું તો હાલને મારે શેતર રે એ કરહણીયા
હામા વાડામાંતે કેરડી પાકી
તેની તે લાંબી લાંબી લુમો રે

એ કરહણીયા—

તું તો હાલને હાલ; તું તો હાલને હાલ
તું તો હાલને મારે શેતર રે

એ કરહણીયા—

એ એ ઝાઝા તે ઘીનો મેં તો ખીચડો રાંધીયો
એલા આપણે બેઠી બેઇ ખાઉંરે

એ કરહણીયા—



# ભાઈ બ્હેન

કેવડો લીલો ને લીલી લીમડી રે,
લીલુંડાં ભાઇ ને બ્હેનનાં હેત;
દેવની દીધેલ ભાઇબ્હેન બેલડી રે.

મોરલો સૂનો ને સૂની વાદળી રે,
વિખૂટાં બેઉ દૂરે પરદેશ;
દેવની દીધેલ ભાઇબ્હેન બેલડી રે.

મોગરો ડોલે ને ફરકે પાંદડી રે,
ભાઇબ્હેનન હઇયે રસ સંકેત;
દેવની દીધેલ ભાઇબ્હેન બેલડી રે.

મેહુલો બોલેને ઝબૂકે વીજળી રે,
ભાઇબ્હેન ઝીલે અબોલ સંદેશ;
દેવની દીધેલ ભાઇબ્હેન બેલડી રે.

[ રા. દેશળજી પરમાર. ]



# મારો છે મોર.

મારો છે મોર, મારો છે મોર,
મોતી ચરંતો મારો છે મોર;
મારી છે ઢેલ મારી છે ઢેલ,
મોતી ચરંતી મારી છે ઢેલ.
મારો છે મોર, મારો છે મોર,
માળામાં બેસનાર મારો છે મોર;
મારી છે ઢેલ, મારી છે ઢેલ,
ડાળામાં બેસનાર મારી છે ઢેલ.
મારો છે મોર, મારો છે મોર,
રાજાનો માનીતો મારો છે મોર;
મારી છે ઢેલ, મારી છે ઢેલ,
રાણીની માનીતી મારી છે ડેલ.
બોલે છે મોર, બોલે છે મોર,
સોનાને ટોડલે બોલે છે મોર;
બોલે છે ઢેલ, બોલે છે ઢેલ,
રૂપાને બારણે બોલે છે ઢેલ.

---

## ખીસકોલી.

તુ અહીંયાં રમવા આવ, મજાની ખીસકોલી;
તું દોડ, તને દઉં દાવ, મજાની ખીસકોલી.
તું કેવી હસે ને રમે! મજાની ખીસકોલી;
તારા કૂદકા તો બહુ ગમે, મજાની ખીસકોલી.
તું જ્યારે ખિલખિલ ખાય, મજાની ખીસકોલી;
તારી પૂંછડી ઊંચી થાય, મજાની ખીસકોલી.
તારે અંગે સુંદર પટા, મજાની ખીસકોલી,
તારી ખાવાની શી છટા! મજાની ખીસકોલી.
તું ઝાડે ઝાડે ચડે. મજાની ખીસકોલી;
કહે, કેવી મજા ત્યાં પડે! મજાની ખીસકોલી.
બહુ ચંચળ તારી જાત, મજાની ખીસકોલી;
તું ઉંદર ભાઇની નાત, મજાની ખીસકોલી.

[ રા. ત્રિભુવન ગૌ. વ્યાસ. ]



સાખી :

કુંજે ટહૂકા સુણવા, હૈયે હોંશ અપાર;
આવું, તો બાપુ વઢે, સોટી લગાવે ચાર :

કોયલ બ્હેનાં ! તમે લ્હેરી પંખીડાં;
ડાળે નિત હિંચકા ખાવા જી રે,
આવે વસંતડી ફુલડાં ઉછાળતી;
રંગભર ટહૂકા ગાવા જી રે.

હું રે બાળકડી ઘરમાં ગોંધાયલી,
ફળીયાં બ્હાર નહિ જાવાં જી રે.
સંભારી બ્હેનપણાં રોજે પધારજે !
પીંપળે ટૌકા ગજાવા જી રે—
કોયલ બ્હેનાં !—

સૌ. શકુન્ત રાવળ.



## કદમ્બ ડાળે હિંચકો

(રાગ-માછીડા હોડી હંકાર.)

બાંધ્યો બાંધ્યો કદમને ડાળ—
હિંચકલો હિંચવાને!
હોંશ હિંચવાની હૈયે અપાર—
ઝુલડીયે ઝુલવાને!—બાંધ્યો.

મ્હારા તે હિંચકે કોર્યાં મોરલીયા,
મેના ને પોપટ રસાળ!
હિંચકલો હિંચવાને!—બાંધ્યો.

મ્હારે તે હિંચકે ચાંદો ને સૂરજ!
બાંધી તારલીયાની પાળ!
ઝુલડીયે ઝુલવાને!—બાંધ્યો.

મ્હારા તે હિંચકે બાંધી ઘુઘરીયો!—
ઝુલે ઝુલે ને વાગે તાલ!
હિંચકલો હિંચવાને!—બાંધ્યો.

ખીલ્યો બગિચો, ખિલ્યાં અંતરીયાં—
લચે લચે પુલડાંના ફાલ!
ઝુલડીયે ઝુલવાને!—બાંધ્યો.

ઝુલુ ઝુલુ ને સખિ કંઠે ઝુલાવતી—
હૈયાની 'મણિમય' માળ!
હિંચકલો હિંચવાને!—બાંધ્યો.

(રા. પાદરાકર.)

# કોઈ કહો એ ચાંદલીઆને

(કોઈ કહો એ કોયલડીને ગાયાં કરે...ઢાળ)

કોઇ કહો એ ચાંદલીઆને ન્હેલો ઉગે:
ન્હેલો ઉગે, રાત આખી જગે,—
કોઇ કહો એ ચાંદલીઆને ન્હેલો ઉગે!

સરખી સાહેલી મળી રાસ રચ્યો છે,
પ્રેરે ઉજાસ ફેંકી કિરણુ જગે!
કોઇ કહો એ ચાંદલીઆને ન્હેલો ઉગે!

ન્હાના ન્હાના તારલિયાઓ સાથે ઉગે,
અમીરસને સિંચે અમ રગેરગે:
અમ રાસ જોવાને થોભે નભે,
જેથી શોભે અતુલ અમ રાસ જગે:

કોઈ કહો એ ચાંદલીઆને ન્હેલો ઉગે:
ન્હેલો ઉગે: રાત આખી જગે!

(રા. જનાર્દન પ્રભાસ્કર.)

# તેજવટી

આ તેજવટીમાં તેજ ભર્યાં
બ્રહ્માંડ તણા ચમકાર ભર્યા
આ તેજવટીમાં તેજ ભર્યાં—ટેક.

(૧)

ચાંદરણાંઓ વાટી વાટી,
કુમ કુમ રૂડું કીધું:
બારે મેઘો બોલાવીને,
જલ મેળાવી દીધું.
એમાં તરતા ચાંદલિયા,
કૈં તેજવટીમાં તેજ ભર્યાં!
અંધારે એનાં તેજ ઢળ્યાં
શા તેજવટીમાં તેજ ભર્યાં!

(૨)

રૂમઝુમ કરતી ઉષા આવી,
મલકી જગ મોહાવે;
તેજવટીમાં તેજ સમાવી
વાટડી કોની જોવે?
—ત્યાં અરૂણુ આવે રંગ ભર્યાં,
ઉષાએ સૂચન એજ કર્યાં;
ને તેજવટીમાં તેજ વધ્યાં,
શા દૈવી એમાં તેજ ભર્યાં?

(૩)

ચપલા તો એમાંજ સમાઈ,
જગનું તેજ ભરાણું;
તેજવટીના તેજલ કેરી,
ટીલડી કોને તાણું?
આ વિશ્વે એવા કો ન મળ્યા;
શોભાવે ભાલે ચાંદલિયા:
ને તેજલ—કુંકુંમ એમ રહ્યાં,
આ તેજવટીમાં તેજ ભર્યાં.

[ રા. શકુન્ત રાવળ. ]

## કુમ્મર કટારી

(રાગ-ભેટયે ઝુલે છે તલવાર.)

કુમ્મર કસી છે કટાર.
એનડીયાં તો કુમ્મર કસે રે.
બેનીને સેંથલ સિંદુર લાલચોળ. (૨)
આંખલડી ધાર તલવાર.
કુમ્મર કસી છે કટાર—એનડીયાં તો.
બેનીને ભાલડે અખંડ ચાંદલો. (૨)
જ્યોતિ સૌભાગ્ય ઝળકાર—કુમ્મર. એનડીયાં તો.
બેનીને હાથે બાંધ્યા મીંઢોળીઆં.
પરણ્યો ઉભો હજી બહાર—કુમ્મર. એનડીયાં તો.
બેનીના હાથ પગ મેંદી ભરેલા.
મેંદી શા પ્રેમના સંભાર—કુમ્મર. એનડીયાં તો.
વાગ્યો ત્યાં બુંગીયો ને થડકયાં નગારલાં.
સંભળાય શબ્દ માર-માર—કુમ્મર. એનડીયાં તો.
બેનીનો પીયુડો ઝાલ્યો ઝલાય ના.
ચાલ્યો ખેલન રણવાટ—કુમ્મર. એનડીયાં તો.
બેનીને સાથએ શત્રુ સંહારીયા.
પોઢયો પરમ પદ ઘાટ—કુમ્મર. એનડીયાં તો.
કુમ્મર કટારી હૈયે હુલાવતી.
ચાલી એની પીયુ સાથ—કુમ્મર. એનડીયાં તો.
શૂરી સતીની ધન્ય કુમ્મર કટારી—'મણિમય' સિંહણ સાક્ષાત.
કુમ્મર કસી છે કટાર—એનડીયાં તો કુમ્મર કસે રે.

(રા. પાદરાકર.)

# લેને તારી લાકડી

લેને તારી લાકડી ને લેને તારી કામળી;
વાછરૂ ચરાવવા નહિ જાઉં માવલડી.
માખણ તો બળભદ્રે ખાધું;
અમને મળી ખાટી છાશલડી.....લેને૦



વૃંદાવનને મારગડે જાતાં:
પગમાં ચૂમે ઝીણી કાંકરડી....લેને૦

દાદુર મોર ને પંખીડાં બોલે;
બીજાવે કહી કાળી કરશનડી....લેને૦

મીરાં કહે પ્રભુ ગિરીધરના ગુણ;
ચરણકમળ ચિત્ત રાખલડી....લેને૦

[ મીરાંબાઇ. ]

---

## જય જય ગરવી ગુજરાત

જય જય ગરવી ગુજરાત !
દીપે અરુણું પ્રભાત ! ..........જય૦

ધ્વજ પ્રકાશશે ઝળળ કસુમ્બી, પ્રેમશૌર્ય અંકીત;
તું ભણવ ભણવ નિજ સન્તતિ સહુને પ્રેમભક્તિની રીતઃ
ઉંચી તુજ સુન્દર જાતઃ....જય૦

તે અણહિલવાડેના રંગ,
તે સિધ્ધરાજ જયસિંગ;
તે રંગથકી પણ અધિક સરસ રંગ, થશે સત્વરે માત !
શુભ શકુન દીસે મધ્યાન્હ શોભશે, વીતી ગઇ છે રાતઃ
જન ઘૂમે નર્મદા સાથઃ....જય૦

જય જય ગરવી ગુજરાત :
દીપે અરુણું પ્રભાત :....જય૦

[ સ્વ. નર્મદ ]

# પ રિ શિ ષ્ટ


સોણલાં (દાંમ્પત્ય ગીત કૌટુંમ્બીક વિભાગમાં)
પાન : ૩૧૪

મ્હારી ન્હાનકડી નણંદ (કૌટુંમ્બીક વિભાગમાં)
પાન : ૩૧૫

પ્રેમઘેલી (દાંમ્પત્ય ગીત કૌટુંમ્બીક વિભાગમાં)
પાન : ૩૧૬

દીલ દેવળીયા (રાસ-ગરબા વિભાગમાં)
પાન : ૩૧૮

સન્ધ્યા (રાસ-ગરબા વિભાગમાં)
પાન : ૩૧૮


વિભાગવાર ગોઠવણી હોઇ, પાછળથી મળેલા રાસો પરિશિષ્ટમાં દાખલ કર્યા છે.

# સોણલાં

(રાગ: મોહી રહ્યો છું)

સોણલાં ખુબ સતાવે–સખિરી મને–સોણલાં.
નિંદરડી ઉડી ઉડી જાયે–સખિરી—
પીયુના વિચારમાં આંખો મિંચાય ના,
મીંચુ તો હૈયે ચઢી આવે! સખિરી,

જાણે અમે બે બેઠાં ફુલવાડીયે!
શિતળ પવન લ્હેર, આવે! સખિરી!

મ્હારા મોઢામાં દ્રાક્ષ મુકી પીયુડે!
મ્હારી દ્રાક્ષ ખાતાં એ સતાવે! સખિરી!

વ્હાલમ તોફાન કરે પાન મેં બનાવ્યાં,
પાન અલી બેઉ એ ઉડાવે! સખિરી!

લેવા હું જાઉં ત્યાંતો મુખડું બીડી દે,
પીચકારી પાનની લગાવે! સખિરી!

હું યે ખીજાઇ મ્હારી સાડી બગાડી?
રસીયો તો નેણુલાં નચાવે! સખિરી!

આંખડી ખોલું તો સખી શય્યા એકલડી.
'મણિમય' સ્વપ્ન એવાં આવે! સખિરી!

(રા. પાદરાકર.)

# અનુક્રમ

ઉપોદ્ઘાત :


| | | |
|---|---|---|
| ૧ | નરસિંહની કૃતિઓ | ૯ |
| ૨ | હારમાલા | ૧૪ |
| ૩ | નરસિંહ મહેતાનો કોયડો | ૪૯ |


## નરસૈયો : ભક્ત હરિનો


| | | |
|---|---|---|
| ૧ | રાસદ્રષ્ટા | ૩ |
| ૨ | દીવેટીઓ | ૨ |
| ૩ | ઘેલી ગોપી | ૩૫ |
| ૪ | કવિ | ૪૯ |
| ૫ | દીનભક્ત | ૬૪ |
| ૬ | વૈષ્ણવજન | ૭૬ |
| ૭ | અંત | ૯૪ |


## ચિત્રોનો અનુક્રમ


૧ નરસિંહ મહેતા અને કુંવરબાઈ (ત્રીરંગી)

૨ નરસૈયો : દીવેટીઓ ,,

૩ ભક્ત નરસૈયો (દ્વીરંગી)

૪ નરસૈયો : જીર્ણ શિવમંદિર આગળ ,,

૫ નરસૈયાનું હરિકીર્તન